# સીવીલ પ્રોસીજર કોડ*

સને ૧૮૭૯નો આક્ટ ૧૨ મો.

સરકારી તરજુમા ઉપરથી

સન ૧૮૭૭ના ૧૦ મા આક્ટની પુરવણી તરીકે
વધારાનો આક્ટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**બુકશેલર. કસતુર વીરચંદ.**



**અમદાવાદ:**

ખાડીઆમાં અમરતલાલના મહાદેવમાં મેહેતાજી પિતાંબરદાસ
ત્રિભુવનદાસના 'હિતેચ્છુ' પ્રેસમાં પટેલ જેસંગ મુળજીએ
છાપ્યો.

સને ૧૮૮૦—સંવત ૧૯૩૬

ઇંડિયાના ગવરનર જનરલ ઇન કૌન્સિલનો હેઠળ લખેલો આક્ટ
ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૯ ના જુલે મહીનાની ૨૯
મી તારીખે મંજુર કરયો, તે સઘળા લોકોને જાહેર
થવા સારૂ છાપીને પ્રસિદ્ધ કરયો છે.

---

# સન ૧૮૭૯ નો આક્ટ ૧૨ મો*

દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો, તથા સન ૧૮૭૭ નો નોંધવાનો આક્ટ, તથા સન ૧૮૭૭ નો મુદતનો આક્ટ, સુધારવા બાબતનો આક્ટ.

દિવાનીકામ ચલાવવાની રીતનો કાયદો સુધારવો યોગ્ય છે વાસ્તે, હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે. ઉદ્દેશ.

૧ સદરહુ કાયદાના હેઠળ લખેલા ભાગ રદ કરયા છે (એટલે):— સન ૧૮૭૭ ના ૧૦મા આક્ટના કેટલાએક ભાગ રદ કરવા.

ચોથા કલમમાહેના "સને ૧૮૬૫ નો પંજાબ કોરટનો આક્ટ," તથા "સન ૧૮૭૩ નો પંજાબ અપીલોનો આક્ટ" આ શબ્દો તથા આંકડા.

પાંચમી કલમમાંનું ત્રીજું વાક્ય.

૫૧ મી કલમમાહેના "કોરટની પરવાનગી લેઇને" આ શબ્દો.

૫૨ મી કલમમાહેના "અને જો તે કોરટની બહાર એકરાર કરે તો" આ શબ્દોથી તથા આ શબ્દો સુદ્ધાં કલમના છેડા સુધી;

૬૧ મી કલમમાહેના "બિલ આફ એકસચેંજની અથવા" "બીજા" આ શબ્દો;

૬૪ મી કલમમાહેના "અથવા ત્યાર પછી બને તેટલા જલદી" આ શબ્દો;

૮૦ મી કલમમાહેના "કે સમનની નકલ લેવાની" આ શબ્દો;

૯૭ મી કલમમાહેના "યોગ્ય રીતે અખત્યાર આપેલા" આ શબ્દો;

૧૧૩ મી તથા ૧૭૭મી કલમમાહેનો "બીજો" આ શબ્દ;

૧૧૫ મી કલમનો, બીજો પારેગ્રાફ;

૧૩૧ મી કલમમાહેના "પોતાની ફરીઆદ અરજીમા, ક્ષ્યી કે-ફિયતમાં કે સોગનનામામા કોઇ દસ્તાવેજનો હવાલો આપ્યો હોય તો" આ શબ્દો, અને "કોરટ તે કામને વાસ્તે નીમે તે અમલદારની રૂબરૂ" આ શબ્દો. (ઉપરના શબ્દો કાઢી નાખ્યા પછી ગુજરાતી ભાષાંતરમાં "કોઇ પક્ષકારે" અને "તેને" આ શબ્દો રેહેશે તેઓને બદલે "કોઇ પક્ષકારને" આ શબ્દો વાંચવા.)

૧૯૯ મી કલમમાહેના "અને તેવે પ્રસંગે" આ શબ્દોથી તે, તે કલમના છેડા સુધીના શબ્દો;

૨૨૧ મી કલમનો બીજો પારેગ્રાફ;

૨૨૪ મી કલમમાહેના "તે હુકમનામાની સાથે" આ શબ્દો;

૨૩૦ મી કલમના ત્રીજા તથા ચોથા પારેગ્રાફ (એકઠા કરીને) માહેના "તે દરખાસ્તના કામમાં હુકમનામાની પુરેપુરી ભરપાઇ કરાવી લેવાને યોગ્ય મેહેનત કરી હતી એવી કોરટની ખાત્રી થયા વગર," "મંજુર કરવી નહીં; અને આવી પછીની કોઈ દરખાસ્ત મંજુર કરવાનો કોરટ હુકમ કરે તે, તે પ્રમાણે ભરપાઇ કરાવી લેવાને યોગ્ય મેહેનત લીધી હતી એનો નિરૂત્તર પુરાવો સમજવો. અને" "સદરહુ પ્રમાણે પછીની દરખાસ્ત" આ શબ્દો. (આ પ્રમાણે શબ્દો કાઢી નાખ્યા પછી ગુજરાતી ભાષાંતરમાં "નીચેની કોઇ તારીખથી" આ શબ્દોની આગળ "(એટલે):—" વધારવું)

૨૪૬ મી કલમમાહેની (ઈ) રકમ અને "(ફ)" અને "(ગ)" અક્ષરોઅને કોસ:

૨૫૯ મી કલમમાહેના "કોરટનો બીજો હુકમ થતા સુધી તે જપ્તી રેહેવા દેવી" આ શબ્દો. (આ કાઢી નાખેલા શબ્દોની પેહેલા ગુજરાતી ભાષાંતરમાં "કરીને" આ શબ્દ છે ત્યાંહાં "કરવી" આ શબ્દ દાખલ કરવો.)

૩૩૯ મી કલમના ત્રીજા પારેગ્રાફમાહેના "કોરટના યોગ્ય અમલદારને" આ શબ્દો;

૩૫૩ મી કલમમાહેના "તે પત્રક પ્રસિદ્ધ થાય ત્યારથી ત્રણ મહિનામાં" અને "પત્રક પ્રસિદ્ધથાય ત્યારથી ત્રણ મહિનામાં" આ શબ્દો:

૩૫૫ મી કલમના બીજા પારેગ્રાફમાહેના "પકડયો હોય તેમાંથી અથવા કેદમાંથી, જેમાં હોય તેમાંથી" આ શબ્દો.

૪૦૭ મી કલમમાહેના "એ પ્રમાણે જમાની લેતાં" આ શબ્દો.

૪૦૮ મી કલમમાહેના "એ પ્રમાણે જમાની લીધા પછી" આ શબ્દો

૬૩૮ મી કલમમાંહેલા "૨૬૧" આ આંકડા:

બીજા પરિશિષ્ટમાંહેના "કલમ ૬૪૮ (પકડવા સંબંધી છે તેટલા ભાગ)," આ શબ્દો તથા આંકડા:

ચોથા પરિશીષ્ટમાંહેના ૧૫૨ મા નંબરમાંહેના " જામીન આપે તો" અને "સદરહુ ફરિયાદમાં ને હુકમનામામાં અપાવ્યા છે તે રૂ. ની રકમના આપની ખાત્રી લાયક જામીન આપવામાં આવે તો" આ શબ્દો.

બીજી કલમનો સુધારો.

૨ બીજી કલમમાં "ફેંસલો" અને "હુકમનામુ" આ શબ્દોની વ્યાખ્યાને બદલે હેઠળ લખ્યા પ્રમાણે દાખલ કરવું; એટલે:—

"હુકમનામુ" એટલે દિવાની કોરટમાં કાંઈ હક માગ્યો હોય તે બાબત અથવા ઉત્તર પક્ષ બતાવ્યો હોય તે બાબત પધ્ધતી પ્રમાણે કરેલા જે ઠરાવથી, ઠરાવ કરનારી કોરટ પુરતો, ફરિયાદ અથવા અપીલનો નિકાલ થાય એવો ઠરાવ સમજવો. ફરિયાદ અરજી નામંજુર કરવાનો હુકમ અથવા હિશાબ લેવાનું ફરમાવ્યાનો હુકમ, અથવા જે તકરાર ૨૪૪ મી કલમમાં કહેલી કે તેમાં હવાલો આપેલી હોય પણ ૫૮૮ મી કલમમાં જણાવેલી ન હોય તેવી કોઈ તકરાર નકી કર્યાનો હુકમ આ વ્યખ્યામાં આવી જાય છે: ૫૮૮ મી કલમમાં બતાવેલો કોઈ હુકમ આ વ્યાખ્યામાં આવી જતો નથી.

'હુકમ' એટલે ઉપરની વ્યાખ્યા પ્રમાણે હુકમનામું નહીં હોય એવો દિવાની કોર્ટનો કોઈ નિર્ણય પધ્ધતી પ્રમાણે લખ્યો તે.

'ફેસલો' આ શબ્દનો અર્થ, કોઈ હુકમનામાના અથવા હુકમના કારણ દાખલ જડજે કરેલું બયાન એવો સમજવો.

તેજ કલમમાં "સહી કરેલું" એની વ્યાખ્યામાં હેઠળ લખેલા શબ્દો વધારવા (એટલે): "સહી કરેલું" આ શબ્દોમાં. કહેલા માણસના નામની સ્ટાંપ મારેલું, આ અર્થનો પણ સમાસ થાય છે."

ત્રીજી કલમનો સુધારો.

૩. ૩જી કલમના છેલ્લા પારેગ્રાફને બદલે હેઠળ લખેલું દાખલ કરવું (એટલે):—

"સન ૧૮૭૭ ના અક્ટોબર મહિનાની પેહેલી તારિખની અગાઉ કોઈ ફરિયાદ માંડી હશે અથવા અપીલ કરી હશે તેમાં હુકમનામું થતાં પેહેલાં ચલાવેલા કામમાં, અથવા હુકમનામા પછી જે કામ શરૂ થયું હશે અને તે તારિખે ચાલૂ હશે તે કામમાં, ૯૯ ગ. કલમમાં ઠરાવ્યું છે તે સિવાયની આ આકટમાં કહેલી કોઈ વાતથી ફેરફાર થશે નહીં."

ચોથી કલમનો સુધારો.

૪. ૪થી કલમમાં જ્યાંહાં જ્યાંહાં "સ્થાનિક કાયદો" આ શબ્દો છે ત્યાંહાં ત્યાંહાં તે શબ્દોને બદલે "સન ૧૮૬૧ ના ઇંડિયાની કોન્સિલના આકટ પ્રમાણે ગવરનર ઇન કોંસિલે અથવા લેફ્ટેનેન્ટ ગવરનર ઇન કોંસિલે આજ સુધી કરેલા અથવા તેઓ હવે પછી કરે ત

કાયદો" આ શબ્દો દાખલ કરવા; અને "જમીનદાર અને ખાકુત" આ શબ્દોને બદલે "જમીનધારણ કરનારા તથા તેઓના ખેડુતો અથવા મુખત્યારો" આ શબ્દો દાખલ કરવા.

સન ૧૮૭૮ નો આકટ ૧૮મો (દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૪થી કલમ સુધારવા વિશેનો) આ ઉપરથી રદ કર્યો છે.

૫મી કલમનો સુધારો.

૫. પાંચમી કલમમાં, પેહેલા વાક્યને, હેઠળ લખેલું જોડવું (એટલે):—"અને (કલકતા, મદ્રાસ અને મુંબઈ શેહેરની સ્માલકાજ કોરટો શિવાય) સ્માલકાજ કોરટનો અધિકાર ચલાવનારી બીજી સઘળી કોરટોને લાગૂ પડે છે."

૧૩મી કલમનો સુધારો.

૬. ૧૩ મી કલમમાં, પેહેલા પારેગ્રાફને બદલે હેઠળ લખેલું દાખલ કરવું (એટલે):—

"૧૩. એકજ હકથી વાદ ચલાવનારા તેના તે પક્ષકારોની દરમિયાન અથવા જે પક્ષકારોની તરફથી તેઓ અથવા તેઓમાંનો કોઈ પોતાનો હક મળેલો કેહેતો હોય તેમની દરમિયાન, યોગ્ય હકુમતવાળી કોરટમાં પેહેલા ચાલેલી કોઈ ફરિયાદમાં જે બાબત પ્રત્યક્ષ અને વસ્તુત તકરારની હોય એવી બાબતનો તે કોરટે ચોકશી કરીને આખરનો નિકાલ કરયો હોય, તેજ બાબત જે ફરિયાદમાં અથવા મુદ્દામાં પ્રત્યક્ષ અને વસ્તુત:તકરારી બાબત હોય એવી કોઈ ફરિયાદની અથવા એવા કોઈ મુદ્દાની કોઈ કોરટે તજવીજ ચલાવવી નહીં."

તેજ +કલમના પેહેલા ખુલાશામાહેના "કનટેસ્ટેડ" આ શબ્દને બદલે "આડમિટેડ" આ શબ્દ દાખલ કરવો.

૪૩મી કલમનો સુધારો.

૭, ૪૩ મી કલમના પહેલા પ્રારેગ્રાફ માંહેના "થી ઉત્પન થતા" આ શબ્દોને બદલે "બાબત દાવો કરવાનો વાદીને હક હશે તે" આ શબ્દો દાખલ કરવા. તથા તેજ કલમના બીજા પારેગરાફમાં "ફાર" આ શબદ જે જે ઠેકાણે છે તે તે ઠેકાણે તે શબદને બદલે "ઈનરિસ્પેકટ આફ" આ શબ્દો (ગુજરાતી ભાશાંતરમાં "ભાગની" આ શબદ જ્યાંહાં જ્યાંહાં છે ત્યાંહાં ત્યાંહા તે શબદને બદલે" ભાગ વિશેની "આ શબ્દો દાખલ કરવા") અને તેજ કલમના ત્રીજા પારેગરાફમાં "દાવા(ની)" આ શબદને બદલે "દાવાના કારણ(ની)" આ શબ્દો દાખલ કરવા.

અને તેજ કલમમાં હેઠળ લખેલો પારેગરાફ વધારવો (એટલે):—"આ કલમના કારણસારૂ બાત અને તે પ્રમાણે કરી શકાય એ

---

+ ગુજરાતી ભાષાંતર બરોબર છે તેમાં કાંઇ ફેરફાર કરવાની જરૂર નથી.

ટવા સારૂ જે તારણ હોય તે દાવાનું માત્ર એકજ કારણ છે એમ સમજવું."

૮. ૪૪મી કલમમાં, "એમ કહેવામાં આવતું હોય તો" આ શબ્દોની આગળ હેઠળ લખેલા શબ્દો વધારવા (એટલે):—"અથવા જે મયતનો તે વારસ વકીલ હોય તેની સાથે મળીને તે હકદાર થાય કે તેના ઉપર જવાબદારી પડે એવા તે (છેલા કહેલા) દાવા હોય તો." ૪૪મી કલમનો સુધારો.

૯. ૪૫ મી કલમમાં પહેલા પારેગરાફને બદલે હેઠળ લખેલું દાખલ કરવું. (એટલે):—બીજા બાબમા અને ૪૪ મી કલમમા કહેલા નિયમોને બાધ ન આવે તેવી રીતે એકજ ફરિયાદમાં વાદી તેના તેજ પ્રતીવાદી વીરૂધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વીરૂધ દાવાનાં ઘણાં કારણ એકત્ર કરી શકે; અને જે ફરીઆદમા તેના તેજ પ્રતીવાદી વિરૂધ અથવા તેના તેજ પ્રતીવાદીઓ મળીને તેઓની વીરૂધ જે કોઇ વાદીઓનો સમાઇક હક સંબંધ હોય તે વાદીઓ તેવા દાવાના સદરહુ પરકારનાં કારણ એકત્ર કરી શકે. ૪૫મી કલમનો સુધારો.

તેજ કલમના બીજા પારેગરાફમાંના "પ્રતીવાદીની અરજ ઉપરથી" આ શબ્દોને બદલે "કોઇપણ પ્રતીવાદીની અરજ ઉપરથી અથવા ફરીઆદનુ કામ ચાલતું હોય ત્યારે આગળ જતાં હરકોઈ વખતે પક્ષકાર કબુલ થાય તો" આ શબ્દો દાખલ કરવો.

૧૦ ૫૦ મી કલમમાં જે જે ઠેકાણે "આબોડ" આ શબ્દ છે. ત્યાંહાં ત્યાહાં તે શબ્દને બદલે "રેશીડેનસ" આ શબ્દ દાખલ કરવો. ૫૦મી કલમનો સુધારો.

૧૧ ૫૧ મી કલમમાં હેઠળ લખેલો વીશેષ ઠરાવ વધારવો એટલે):— ૫૧મી કલમનો સુધારો.

"પણ એવું ઠરાવ્યું છે કે ગેરહાજરીના સબબથી અથવા બીજાં મજબુત કારણથી ફરીઆદ અરજી ઉપર વાદીથી સહી ન થઇ શકે તો તે કામ સારૂ તેણે યોગય રીતે અધીકાર આપેલું કોઇપણ માણસ તેની ઉપર સહી કરવાને મુખ્તીયાર છે.

૧૨. ૫૧, ૫૩, ૧૧૫, ૩૪૬, ૩૯૩ અને ૪૦૩ કલમમા જ્યાહાં જ્યાહાં "શબસ્કરાઇબડ" આ શબ્દ છે ત્યાહાં તેને બદલે "સઇંડ" આ શબ્દ દાખલ કરવો; ૧૧૫ અને ૩૪૬ મી કલમમાં "સબસ્કરાઇબિંગ" આ શબ્દ છે તેને બદલે "સઇનિંગ" આ શબ્દ દાખલ કરવો; અને ૪૦૩ જી કલમમા "સબસ્કરિયશન આ શબ્દને બદલે "સઇનિંગ" આ શબ્દ દાખલ કરવો.+ કેટલીએક કલમાનો સુધારો.

૧૩. ૫૮ મી કલમમા "ગુજારયા" આ શબ્દને બદલે "હાજર કરયા" આ શબ્દો દાખલ કરયા. ૫૮મી નો સુધારો.

૬૮મી કલમનો સુધારો.

૧૪. ૬૮ મી કલમમાં "કાગનિઝેબલ" આ શબ્દને બદલે "હક" આ શબ્દ દાખલ કરવો.+

૯૩,૯૫ અને ૩૯૭મી કલમનો સુધારો.

૧૫. ૯૩મી કલમમાં "કરયા પેહેલાં" આશબ્દોની આગળ, ૯૫ મી કલમમાં "તે પેહેલાં" આ શબ્દોની આગળ, અને ૩૯૭ મી કલમમાં "રકમ" આ શબ્દની આગળ, "કોર્ટ નીમે તે વખતની અંદર" આ શબ્દો દાખલ કરવા.

૯૯મી કલમમાં વધારવાનો મજકુર.

૧૬. ૯૯ મી કલમ પછી હેઠળ લખેલો મજકુર દાખલ કરવો એટલે:—

બજાવ્યા વગર સમન પાછો આવ્યા પછી એક વરશ સુધીવાદી નવો સમન કહાડવા વીશેની અરજી કરવાને ચુકે તો ફરીયાદ કહાડી નાખવી.

"૯૯ અ. કોઈ સમન, પછી તે સન ૧૮૭૭ના અક્ટોબર મહિનાની પેહેલી તારીખ અગાઉ હોય કે ત્યાર પછી હોય, પ્રતિવાદીઉપર અથવા ઘણા પ્રતિવાદીઓપેકી એક પ્રતિવાદીઉપર કાઢયો હોય ને તે બજાવ્યા શિવાય પાછો આવે, અને સમન પાછો આવ્યાથી એક વરસસુધી વાદી નવો સમન કાઢવાસારૂ અરજી કરવાને, તથા જે પ્રતિવાદી ઉપર સમન બજાવવામાં આવ્યો ન હોય તે પ્રતિવાદીનું રેહેવાનું ઠેકાણું શોધી કાહાડવાની પોતાની બની તટલી કોશિસ કરીછે, અથવા સદરહું પ્રતિવાદીપ્રાસેસ (સમન)ની બજાવણી ચુકાવે છે, એવી કોર્ટની ખાત્રી કરવાને, ચુકે તો સદરહુ પ્રકારના પ્રતિવાદી ઉપરનો દાવો કાહાડી નાખવાને કોર્ટ મુખત્યાર છે.

" એવી બાબતમાં (મુદતના કાયદાને અનુસરીને) નવો દાવો કરવાને વાદી મુખત્યાર છે."

૧૦૮મી કલમનો સુધારો.

૧૭. ૧૦૮ મી કલમના પેહેલા પારેગ્રાફમાંહેના "કલમ ૧૦૦ પ્રમાણે" આ શબ્દો તથા આંકડા કાહાડી નાખવા, અને તેજ કલમના બીજા પારેગ્રાફમાંના પેહેલા શબ્દ "અને" પછી "સમન યોગ્ય રીતે બજ્યો ન હોતો, અથવા" આ શબ્દો દાખલ કરવા અને પ્રતિવાદીથી" એ શબ્દને બદલે "પોતાથી" આ શબ્દ દાખલ કરવો અને "એમ કોરટની ખાત્રી લાયક સાબીત થાય" આ શબ્દોને બદલે 'એમ પ્રતિવાદી કોરટની ખાત્રી કરે" આ શબ્દો દાખલ કરવા.

૧૩૧મી કલમનો સુધારો.

૧૮ ૧૩૧ મી કલમના પેહેલા પારેગ્રાફમાં "એવી" આ શબ્દને બદલે "એના" આ શબ્દ દાખલ કરવો; અને તે "દસ્તાવેજ" આ શબ્દોને બદલે " તેવો કોઈ વિશેષ દસ્તાવેજ " આ શબ્દો દાખલ કરવા.

૧૩૬મી કલમ સુધારો.

૧૯ ૧૩૬મી કલમમાં પેહેલા પારેગ્રાફમાં "શોધ લગાડવાસારૂ" બીજા પારેગ્રાફમાં "શોધ કાઢવા" અને ત્રીજા પારેગ્રાફમાં " શોધ

---

+ભાષાંતર બરોબર છે, તેમાં ફેરફાર કરવાની જરૂર નથી.

બગાડવા સારૂ" આ શબ્દો પછી અનુક્રમ "હાજર કરવા સારૂ" "હાજર કરવા" અને "હાજર કરવા સારૂ" આ શબ્દો દાખલ કરવા.

૧૩૯મી કલમનો સુધારો.

૨૦ ૧૩૯ મી કલમમાં "કલમ ૧૩૮ પ્રમાણે હાજર કરવાનું કહ્યા છતાં તે હાજર કરવામાં આવ્યો ન હોય તો આ શબ્દો અને આંકડાને બદલે "કલમ ૧૩૮ના ઠરાવ પ્રમાણે હાજર કરવો જોઈતો હતો એવું છતાં તે હાજર કરયો ન હોય તો" આ શબ્દો તથા આંકડા દાખલ કરવા.

૨૦૭મી કલમનો સુધારો.

૨૧ ૨૦૭ મી કલમમાં "જમાબંદીના અથવા મોજણીના દફતરમાંના" આ શબ્દોથી તે કલમની આખર સુધીના શબ્દોને બદલે "ચતુઃસીમાથી અથવા જમાબંદીના કે મોજણીના દફતરમાંના નંબરથી ઓળખાવી હોય તો સદરહુ ચતુઃસીમા અથવા નંબર હુકમ-હુકમનામામાં લખવા." આ શબ્દો દાખલ કરવા

૨૧૧મી તથા ૨૧૨ મી કલમનો સુધારો.

૨૨ ૨૧૧મી કલમમાના "જમીન વિશે અથવા જેમાંથી ભાડું કે બીજી ઉપજ મળે તેવી બીજી મિલકત વિશે" આ શબ્દોને બદલે ભાંડું કે બીજી ઊપજ મળે તેવી સ્થાવર મિલકત પાછી કબજામાં લેવા વિશે" આ શબ્દો દાખલ કરવા. તેજ કલમમા "તે જે ઉપજ મેળવી શકત તે," આ શબ્દોની આગળ "અને તે ઉપરના વ્યાજ સુધાં" આ શબ્દો દાખલ કરવા. ૨૧૨ મી કલમમા "સ્થાવર મિલકત" આ શબ્દોની આગળ "નો કબજો પાછો મળવા બાબત" આ શબ્દો દાખલ કરવા.

૨૧૫મી કલમનો સુધારો.

૨૩ ૨૧૫ મી કલમની આગળ હેઠળ લખેલી કલમ દાખલ કરવી (એટલે):—

મુખ્ય તથા તેના મુખતીયારની વચેના હીસાબ બાબતની ફરીયાદ.

"૨૧૫ અ. મુખ્ય તથા તેના મુખત્યારની વચે નાણાં સંબંધી લેણદેણનો હિસાબ થવા બાબતની ફરિયાદની બાબતમાં, તથા જે ફરિયાદમાં કોઈ આશામીને અથવા આશામીની પાસેથી મળવાની હોય તે રકમ ઠરાવવા સારૂ હિસાબ કરનાની જરૂર હોય ને તે બાબત અગાઉ આ કાયદામાં ઠરાવેલું નહી હોય તેવી સઘળી ફરિયાદોની બાબતમાં, કોરટે હુકમનામું કરવાની અગાઉ પોતાને યોગ્ય લાગે તે હિસાબ લેવા બાબત હુકમ ફરમાવવો જોઈએ"

૨૨૦મી કલમનો સુધારો.

૨૪ ૨૨૦ મી કલમની આગળ હેઠળ લખેલા શબ્દો વધારવા (એટલે):—"આ કાયદા પ્રમાણે ખરચ બાબત કરેલો દરએક હુકમ, હુકમનામાનો ભાગ ન હોય ત્યારે, જાણે તે પેસા બાબતનુંજ હુકમનામું હોય એ રીતે તે બજાવી શકાય."

૨૨૩મી ક

૨૫ ૨૨૩ મી કલમની (ક) રકમમાના "કોરટ જે ડિક્રીકટની

નો સુધારો.

હોય તે ડિસ્ટ્રીક્ટની" આ શબ્દોને બદલે "કોરટની હકુમતની સ્થાનીક હદની" આ શબ્દો દાખલ કરવા; અને તેજ કલમના છેલા પારેગ્રાફ ઉપરના પારેગ્રાફમાંના "જે શેહેરમાં બજાવવાનું હોય તે શેહેરની સ્માલકાજ કોરટને" આ શબ્દોને બદલે "કલકતા, મદ્રાસ, મુંબાઈ, અથવા રંગુન (જેમ હોય તેમ)ની સ્માલકાજ કોરટને" આ શબ્દો દાખલ કરવા.

૨૨૯મી કલમ નો સુધારો.

૨૬ ૨૨૯મી કલમમાં "હિંદુસ્થાનના કોઈ દેશી રાજ્ય અથવા સંસ્થાનના" આ શબ્દોને બદલે "પારકા રાજના અથવા સંસ્થાનના" આ શબ્દો દાખલ કરવા.

૨૩૦મી કલમનો સુધારો.

૨૭ ૨૩૦ મી કલમની (બ) રકમમાંના " હપતાથી પૈસા આપવા અથવા મિલકત સ્વાધીન કરવી........જે હપતાને વાસ્તે.. તે હપતો પડ્યાની" આ શબ્દોને બદલે "ફલાણી તારીખે પૈસાનું કોઈ ભરણું કરવું અથવા કોઈ મિલકત સ્વાધીન કરવી..........જે પૈસાને અથવા મિલકતને વાસ્તે..............તે પૈસાનું ભરણું કરવાને અથવા તે મિલકત સ્વાધિન કરવાને ચુકયાની" આ શબ્દો દાખલ કરવા.

૨૩૨મી કલમનો સુધારો.

૨૮ ૨૩૨ મી કલમના બીજા વિશેશ ઠરાવમાં "હુકમનામુ" આ શબ્દની પાછળ "પઇશા વિશેનું" આ શબ્દો દાખલ કરવા.

૨૩૫મી કલમનો સુધારો.

૨૯ ૨૩૫મી કલમમાં "ફરીયાદ અરજીના સાચાપણાના એકરારને વાસ્તે પાછળ જે રીત કહી છે તે રીતે આ શબ્દોને બદલે હેઠળ લખેલા શબ્દો દાખલ કરવા (એટલે):—"અરજદારે અથવા જે શખસને કામની હકીકતની માહીતગારી છે એમ કોરટની ખાત્રી લાયક સાબીત થયું હોય તેવા કોઈ બીજા શખસે"

૨૩૬મીતથા ૨૩૭ મી કલમનો સુધારો.

૩૦ ૨૩૬ મી અને ૨૩૭ મી કલમમાંના "દરખાસ્ત હોય" આ શબ્દોને બદલે "જયારે જયારે દરખાસ્ત કરી હોય ત્યારે ત્યારે" આ શબ્દો દાખલ કરવા.

૨૪૪મી કલમનો સુધારો.

૩૧ ૨૪૪મી કલમની (ક) રકમમાં "બચાવવા વિશે' આ શબ્દોની આગળ "અથવા તેમાંથી છુટા થવા વિશે અથવા તેની ભરપાઈ વિશે" આ શબ્દો દાખલ કરવા.

૨૪૫મી કલમનો સુધારો.

૩૨ ૨૪૫ મી કલમના પેહેલા વાકયને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—હુકમનામું બજાવવાની દરખાસ્ત મળ્યા પછી કોરટે નક્કી કરવું કે તે કામને લાગુ પડી શકશે તેવા ૨૩૫મી —૨૩૬ મી, ૨૩૭ મી, અને ૨૩૮ મી, કલમના ઠરાવ પ્રમાણે જે કરવું જોઈએ. તે કરયું છે કે નહી; અને તે પ્રમાણે કરયું ન હોય તો, દરખાસ્ત

ના મંજુર કરવાને અથવા તેજ વખતે ત્યાંજ અથવા કોરટ નીમે તે વખતની અંદર દુરસ્ત કરવા દેવાને કોરટ મુખત્યાર છે. આ પ્રમાણે દરખાસ્ત દુરસ્ત ન કરે તો તે રદ કરવી".

૩૩ ૨૪૬ મી કલમના પેહેલા ખુલાસાને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો. (એટલે):— ૨૪૬મી કલમનો સુધારો.

"ખુલાસો ૧ લો—આ કલમમાં જે હુકમનામાં કહ્યાંછે તે હુકમનામાં એકજ વખતે અને એકજ કોરટે બજાવવા જોગ હોય તેવાં સમજવાં.

બીજા ખુલાસામાં "આસેનરઆઝ" આ શબ્દોની આગળ "ઇનરીસ્પેક્ટ આફ જડજમેંટ ડેટસડયુ" આ શબ્દો દાખલ કરવા જોઇએ (ગુજરાતી ભાષાંતરમાં આ ફેરફાર કરવાની જરૂર નથી.)

૩૪ ૨૫૨ મી કલમમાં "તેવી મીલકત કંઇ હાથ ન લાગે અને મઇયતની જે મીલકત હુકમનામાના દેણદારના કબજામાં આવેલી સાબીત થાય, તે મીલકત પોતે બરાબર રીતે કામે લગાડી છે એમ હુકમનામાનો દેણદાર" આ શબ્દોને બદલે "તેવી મીલકત હુકમનામાના દેણદારના કબજામાં રહી નહીં હોય અને મઇયતની જે મીલકત પોતાના (હુકમનામાના દેણદારના) કબજામાં આવેલી સાબીત થાય તે મીલકત પોતે બરાબર રીતે કામે લગાડી છે એમ તે" આ શબ્દો દાખલ કરવા" ૨૫૨મી કલમનો સુધારો.

૩૫ ૨૫૭ મી કલમની આગળ હેઠળ લખેલો મજકુર વધારવો (એટલે):— ૨૫૭મી કલમમાં વધારવાનો મજકુર.

"૨૫૭ અ હુકમનામાના કરજની ભરપાઇ કરવાની મુદત આપવા બાબતનો દર એક કરાર રદ બાતલ થશે; માત્ર તે બદલા બદલ કરયો હશે તથા હુકમનામુ કરનારી કોરટની મંજુરી લઇને કરયો હશે અને તે બદલો તે પ્રસંગને અનુસરીને યોગ્ય છે એવું કોરટને લાગે તો રદ બાતલ થશે નહીં. દેણદારને મુદત આવા બાબતનો કરાર.

"જે જે કરારમાં, હુકમનામા ઉપરથી લેણી થયેલી અથવા લેણી થનારી રકમના કરતાં વધારે હોય એવી કોઇ રકમ, સાફ અથવા પર્યાયથી, આપવાની તજવીજ કરી હશે, એવો હુકમનામાનાં કરજની ભરપાઇ બાબતનો દરેક કરાર, ઉપર કહેલી મંજુરી શીવાય કરયો હશે તો તે રદ બાતલ થશે. હુકમનામાનાં કરજની ભરપાઇ કરવા બાબતના કરાર.

"આ કલમના ઠરાવ તોડીને આપેલી કાંઇપણ રકમ હુકમનામાના કરજની ભરપાઇ કરવામાં વાપરવામાં આવશે; અને કાંઇ બાકી રેહેશે તો, તે હુકમનામાના દેણદારને મળવાનો હક્ક છે.

૩૬ ૨૫૮ મી કલમને બદલે હેઠળ લખેલી કલમ દાખલ કરવી:— ૨૫૮મી કલ

સુધારો.

હુકમનામાવાળાને ખબર આપવા.

"૨૫૮ હુકમનામાઉપરથી ભરવાના થયેલા કાંઈ પણ પૈસા કોર્ટની બાહાર આપ્યા હોય, અથવા હુકમનામાવાળાનું મન માને એવી બીજી રીતે હુકમનામાનો બધો અથવા થોડો ઘણો તોડ કરયો હોય તો, અથવા ૨૫૭ અ. કલમમાં કહેલા પ્રકારના કરાર મુજબ કાંઈ રકમ ભરી હશે તો જે કોર્ટનું કામ હુકમનામું બજાવવાનું હોય તે કોર્ટને ભરયાની અથવા તોડ કરયાની વાત હુકમનામાવાળાએ જાહેર કરવી જોઈયે.

"એવું ભરણું અથવા એવો તોડ કરયા બાબત હુકમનામાનો દેણદાર પણ કોર્ટને જાહેર કરી શકે; તથા સદરહુ ભરણું અથવા તોડ જાહેર કરયો એવું કાં દાખલ નકરવું તેનું કારણ કોર્ટ નીમે તે દિવસે બતાવવાબાબત હુકમનામાવાળાને નોટીસ કરવા કોર્ટને અરજ કરવાનો અધિકાર હુકમનામાના દેણદારને છે; અને એવી નોટીસ યોગ્ય રીતે પોહોચાડયા પછી હુકમનામાવાળો નીમેલે દીવસે હાજર થવાને, અથવા હાજર થઈને ભરણું અથવા તોડ જાહેર કરયો એવું કાં દાખલ ન કરવું તેનું કારણ બતાવવાને, ચુકે તો કોર્ટે સદરહુ ભરણું અથવા તોડ દાખલ કરવો જોઈયે.

"એવું કાંઈપણ ભરણું અથવા તોડ ઉપર કહ્યા પ્રમાણે જાહેર કરેલો નહીં હશે તો, તે કોઈપણ કોર્ટે કબૂલ રાખવો નહીં."

૨૫૯ મી કલમનો સુધારો

૩૭. ૨૫૯ મી કલમના બીજા પારેગ્રાફને બદલે હેઠળ લખેલો મજકૂર દાખલ કરવો:—

"આ કલમ પરમાણે કરેલી કોઈ જપતી છ મહીના સુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાનો દેણદાર હુકમનામા પરમાણે ન વરત્યો હોય તો અને હુકમનામાવાળાએ જપત કરેલી મીલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો સદરહુ પ્રકારની મીલકત વેચવાનો અધિકાર છે; અને ૨૦૮ મી કલમ પરમાણે કાંઈ રકમ ઠરાવી હોય તેવી બાબતમાં, વેચવાથી જે ઉપજે તેમાંથી હુકમનામાવાળાને તે ઠરાવેલી રકમ આપવાને તથા બીજી બાબતમાં કોરટને યોગ લાગે તેટલી બદલાની રકમ અપાવવાને કોરટ મૂખતીયાર છે. અને જો કાંઈ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે ત્યારે તેને આપવી.

"હુકમનામાનો દેણદાર હુકમનામૂ માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાયલો છે તે સઘળો ખરચ આપે તો, અથવા જપતીની તારીખથી છ માસની આખરે સદરહુ મીલકત વેચવા બાબત દરખાસ્ત ન થઈ હોય તો અથવા દર-

ખાસ્ત થઇ હોય પણ તે ના મંજુર કરી હોય તો જપતી અમલમમાં રહેશે નહી.

૩૮. ૨૬૦ મી કલમના પેહેલા પારેગ્રાફમાં "વિશેષ કૃત્ય કરવા બાબત" આ શબ્દોની આગળ "અથવા નકરવાબાબત" આ શબ્દો વધારવા, અને બીજા પારેગ્રાફને બદલે હેઠળ લખેલા પારેગ્રાફ દાખલ કરવા (એટલે):— ૨૬૦મી કલમનો સુધારો.

"આ કલમ પ્રમાણે કરેલી કોઇ જપ્તિ એક વરસ સુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાનો દેણદાર હુકમનામા પ્રમાણે ન વર્ત્યો હોય તો અમે હુકમનામાવાળાએ જપ્તી કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથી કોર્ટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ હુકમનામાવાળાને આપવાને, અને જો કાંઇ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે તો તેને આપવાનો, કોરટ મુખત્યાર છે.

હુકમનામાનો દેણદાર હુકમનામું માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાયલો છે તે સઘળો ખરચ આપે તો, અથવા જપતીની તારિખથી એક વરસની આખરે સદરહુ મિલકત વેચવા બાબતની દરખાસ્ત ન થઇ હોય અને તે મંજૂર ન કરી હોય તો, સદરહુ જપતી અમલમાં રેહેશે નહીં."

૩૯. ૨૬૪ મી કલમાં "કબજો રાખવાનો હકક હોય" આ શબ્દોની આગળ "અને સદરહુ કબજો રાખવાનો હકક છોડી દેવાને હુકમનામાઉપરથી બંધાયલો નહીં હોય" આ શબ્દો દાખલ કરવા. ૨૬૪મી કલમનો સુધારો.

૪૦ ૨૬૫ મી કલમમાં હેઠળ લખેલો મજકુર વધારવો, (એટલે):—"અને તે કામ સદરહુ પ્રકારના ઇસ્ટેટની વેહેચણ કરવા બાબત અથવા હિસાનો જુદો કાજો લેવા બાબત જે વખતે જે કાયદો અમલમાં હોય (જો હોય તો) તે કાયદા પરમાણે થવું જોઇએ." ૨૬૫મી કલમનો સુધારો.

૪૧ ૨૬૮મી કલમના છેલા પારેગરાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):— ૨૬૮મી કલમનો સુધારો.

સરકારી અમલદારના અથવા રેલવે કંપનીના નોકરના પગારની બાબતમાં લખેલો હુકમ કરીને જપતી કરવી જોઇએ. અને તે હુકમમાં જે અમલદારનું કામ સદરહુ પગાર આપવાનું હોય તે અમલદારને કોરટ ફરમાવે તેટલો ભાગ કોરટ બીજો હુકમ કરે ત્યાંહાં સુધી દર મહીને રાખી મૂકવાનો હુકમ કરવો જોઇએ.

તે મનાઇના હુકમની એક નકલ કોરટ કરી મેલ કોઇ પરથીપ

ઠેકાણે ચોઢવી. અને સદરહુ પ્રમાણે જરૂર હોય તેવા અમલદારને આપવી જોઈએ.

સદરહુ પરમાણે રાખી મૂકેલી રકમ વખતે વખતે કોરટમાં ભરવાનો અખતીઆર સદરહુ પરકારના દરએક અમલદારને છે. અને તે પરમાણે ભરી એટલે હુકમનામાના દેણદારને આપવાથી સરકારનો અથવા રેલવે કંપનીનો (જેમ હોય તેમ) જે રીતે છુટકો થાત તેવો છુટકો થસે.”

૨૭૧મી કલમનો સુધારો.

૪૨. ૨૭૧ મી કલમના પેહેલા પારેગ્રાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો:—

ઘરમાંથી મિલકત ધરવાનું.

“૨૭૧. આ કાયદા પ્રમાણે જે પ્રોસેસમાં જંગમ મિલકત ધરવાનુ ફરમાવ્યું હોય અથવા સત્તા આપી હોય તેવા કોઈ પ્રોસેસ બજાવનાર શખશે સુરયાસ્ત પછી અને સૂરયોદય પેહેલા કોઈપણ રેહેવાના ઘરમા પેસવું નહીં અથવા રેહેવાના ઘરનો કોઈ બાહારનો દરવાજો ફોડવો નહી. પણ સદરહુ પ્રકારનો કોઈ શખશ કોઈ રહેવાના ઘરમાં યોગ્ય રીતે દાખલ થયો હોય તો પછી જે ઓરડામા તેવી મિલકત છે એમ માનવાનુ તેને કારણ હોય તે ઓરડાના બારણાનું બંધન કાઢીને તે ઉઘાડવાને તે મુખત્યાર છે.”

૨૮૯મીઅને૨૯૦ મી કલમનો સુધારો.

૪૩ ૨૮૯ મી કલમના પેહેલા પારેગ્રાફમાં હેઠળ લખેલા શબ્દો વધારવા (એટલે):—“અને તેની નકલ કોરટનાં મકાનમા, અને સરકાને મેહેસુલ આપનારી જમીનની બાબતમાં કલેકટરની કચેરીમાં પણ, ચોઢવી,” અને ૨૯૦ મી કલમમાંહેના “જાહેરનામું ચોઢવાની”, આ શબ્દોને બદલે “જાહેર ખબર ચોઢવાની” આ શબ્દો વાંચવા.

૨૯૧મી કલમનો સુધારો.

૪૪ ૨૯૧ મી કલમમાં “આ બાબ પ્રમાણે કોઈ વેચાણનું કામ ચલાવનાર અમલદારની” આ શબ્દોને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે): “કોરટની નજરમાં આવે તો તે આ બાબ પ્રમાણે કોઈ વેચાણ (કલેકટરે કરવાનાં વેચાણ શિવાય) ફલાણા કોઈ નિરદિષ્ટ કરેલા દિવસ તથા કલાકસુધી મુલતવી રાખે, અને સદરહુ પ્રકારનાં વેચાણનું કામ ચલાવનાર અમલદારની”; તેજ કલમમાં વિશેષ ઠરાવ પછી હેઠળ લખેલું વાકય દાખલ કરવુ (એટલે)—“આ કલમ પ્રમાણે જ્યારે સાત દિવસ કરતાં વધારે મુદતસુધી વેચાણ મુલતવી રાખ્યું હોય ત્યારે ૨૮૯ મી કલમ પ્રમાણે નવી જાહેર ખબર આપવી જોઇયે. પણ હુકમનામાનો દેણદાર તે પ્રમાણે ન કરવાને કબુલ હોય તો તેમ કરવું નહીં.”

કલમનો

૪૫ ૨૯૪ હેઠળ લખેલો પારેગરાફ ઉમેરવો (એટ-

વે):—"હુકમનામાવાળો સદરહુ પ્રકારની પરવાનગી વગર પોતે અથવા બીજા શખસની મારફત ખરીદ કરે ત્યારે, કોરટને યોગ્ય લાગે તો, હુકમનામાના દેણદારની અથવા વેચાણમા સંબંધ હોય તેવા કોઈ બીજા શખસની અરજી ઉપરથી, હુકમ કરીને સદરહુ વેચાણ રદ કરવાને કોરટ મુખત્યારછે; અને એવી અરજી અને હુકમનો ખરચ, તથા ફરીથી વેચાણ કરવાથી કીમતમા જે કાંઈ ઓછુ ઉપજે તે રકમ અને તે વેચાણ સંબંધી સઘળો ખરચ હુકમનામાવાળાએ આપવો પડશે." સુધારો.

૪૬. ૨૯૫ મી કલમના પેહેલા વિશેષ ઠરાવમા "ગીરોદાર અથવા બોજાવાળો" આ શબ્દોની આગળ "ગીરોદાર તરીકે અથવા બોજાવાળા તરીકે" આ શબ્દો દાખલ કરવા; અને બીજા વિશેષ ઠરાવની આગળ હેઠળ લખેલો મજકુર વધારવો:— ૨૯૫મી કલમનો સુધારો.

"વળી એવુંપણ ઠરાવવામાં આવ્યું છે કે, સ્થાવર મિલકત ઉપરનો બોજો કાહાડી નાખવા માટે તેનું વેચાણ જે હુકમનામામાં ફરમાવ્યું હોય તે હુકમનામાની બજાવણીમા સદરહુ મિલકત વેચી હોય તો વેચાણની ઉપજ હેઠળ લખેલી બાબતમાં વાપરવી જોઈયે:— ૨૯૫ મી કલમનો ત્રીજો વીશેષ ઠરાવ

પેહેલી, વેચાણનો ખરચ આપવામાં;

બીજી, બોજા બાબત જે મુદલ તથા વ્યાજ દેવું હોય તે આપવામાં;

ત્રીજી, (ત્યાર) પછીના કાંઈ બોજા હોય તો તે બાબત જે મુદલ તથા વ્યાજ દેવું હોય તે આપવામાં; અને

ચોથી, હુકમનામાના દેણદારની વિરૂધ નાણા બાબતનાં હુકમનામાના માલેકો, કે જેઓએ સદરહુ મીલકતનું વેચાણ થવાની અગાઉ હુકમનામાં બજાવવા સારૂ સદરહુ વેચાણ કરમાવનાર હુકમનામુ કરનારી કોરટને દરખાસ્ત કરી હોય અને હુકમનામાની ભરપાઈ થઈ ન હોય, તેઓને ફાળા પડતી વેંહેંચી દેવામાં."

૪૭ ૩૦૫ મી કલમના બીજા પારેગ્રાફમાં "તેમાં લખેલી મુદતની અંદર" આ શબ્દોની આગળ "અને ૨૭૬ મી કમલમાં ગમે તે ઠરાવ હોય તોયપણ" આ શબ્દો તથા આંકડા દાખલ કરવા; અને છેલ્લા પારેગ્રાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):— ૩૦૫મી કલમનો સુધારો.

" વળી એવું ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે કરેલું કોઈપણ ગીરો, ભાડાચિઠી અથવા વેચાણ કોરટ કાયમ કરે ત્યાંહાં સુધી તે પાકું થશે નહીં."

૪૮ ૩૧૪ મી કલમમા "સ્થાવર" આ શબ્દ રની સ્થા ... "હુકમનામાની બજાવણીમા" આ શબ્દો દાખલ કરવા કરી સેવ ૩૧૪મી ક સુધારો.

૩૧૬મી કલમ નો સુધારો.

૪૯ ૩૧૬ મી કલમને બદલે હેઠળ લખેલી કલમ દાખલ કરવી (એટલે):—

સ્થાવર મીલક ત ખરીદદારને સરટીફીકેટ.

"૩૧૬ ઉપર કહ્યા પ્રમાણે સ્થાવર મીલકતનું વેચાણ પાકું થયા પછી, વેચેલી મીલકત તથા વેચાણ વખતે જે શખ્સ ખરીદદાર ઠરયો હોય તેનું નામ લખીને કોરટે સરટીફીકેટ આપવું. તે સરટીફીકેટમાં વેચાણ કાયમ કરયાની તારીખ હોવી જોઈયે; અને ફરિયાદના પક્ષકારના, અને તેઓની મારફત અથવા તેઓના આધારથી દાવો કરનારા શખ્સોના સંબંધથી (કહીએ તો) વેચેલી મીલકત ઉપર. ખરીદદારને તે સરટીફીકેટની તારીખથી હક પ્રાપ્ત થયેતનીઆગાઉ;થનાર નથી માત્રએટલુંજ કે જે હુકમનામાં ઉપરથી વેચાણ થયુ તે હુકમનામુ સદરહુતારીખે અમલમાં હોવું જોઈયે."

૩૨૦ થી તે ૩૨૫ મી સુધી ની કલમોનો સુધારો.

૫૦ ૩૨૦ મી કલમના બીજા પારેગ્રાફમાં "વખતે વખતે નિયમો" આ શબ્દોની પાછળ "આ કાયદામા આગળ ગમે તે ઠરાવ હોય તો પણ" આ શબ્દો દાખલ કરવા; અને ૩૨૧ મીથી તે ૩૨૫ મી સુધીની કલમોને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે);—

સદરહુ પ્રમાણે મોકલેલાં હુકમનામાં બજાવવા વીષે કલેકટરનો અખત્યાર.

"૩૨૧ સદરહુ પ્રમાણે હુકમનામાની બજાવણીનું કામ કલેકટરને હવાલે કરવામાં આવ્યું હોય ત્યારે.

(અ) કલમ ૩૦૫ પ્રમાણે કોરટ જે રીતે કામ ચલાવત તે રીતે કામ ચલાવવાને; અથવા

(બ) વેચવાનો હુકમ થયલી તમામ મીલકત અથવા તેનો કાંઇ ભાગ પ્રીમીયમ આપે તો હમેશને વાસ્તે કે કાંઇ મુદતને વાસ્તે ભાડે આપીને અથવા ઘરાણે મુકીને, હુકમનામાની રકમ ઉભી કરવાને; અથવા

(ક) વેચવાનો હુકમ થયલી મીલકત અથવા જરૂર હોય તેટલો તેનો ભાગ વેચવાને

કલેકટર મુખત્યાર છે.

સદરહુ પ્રમાણે મોકલેલાં હુકમનામાની બજાવણી કલેકટરને આપવામા ...ારે તેણે ...ાવું.

"૩૨૨ સ્થાવર મીલકતને જે કરાર રીતેથી કરીને લાગુ હશે તે કરારને લીધે જે હુકમનામામાં તે મીલકત વેચવાનું ફરમાવ્યું હોય તેવું હુકમનામુ નહીં પણ રૂપિયા બાબતનું હુકમનામુ હોય અને તે પુરૂ કરવામાં કોરટે સ્થાવર મીલકત વેચવાનો હુકમ કરયો હોય, એવુ હુકમનામુ બજાવવાનું કામ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય ત્યારે, કલેકટરને જરૂર જણાય ... ી કરયા પછી, હુકમનામાના દેણદારની મળવા જેવી હોય તે... ...મ સ્થાવર મીલકત વેચ્યા વગર, તેની સઘળી

જવાબદારી પતી જશે એમ માનવાનું તેને (કલેકટરને) કારણ હોય તો તેણે આ આકટમાં આગળ ઠરાવ્યા પ્રમાણે કામ ચલાવવું.

"૩૨૨ અ ૩૨૨ મી કલમમાં કહેલી બાબતમાં કલેકટરે નોટીસ પ્રસિદ્ધ કરીને,

હુકમનામાવાળાઓને અને મીલકત ઉપર દાવો હોય તેઓને નોટીસ આપવી જોઈએ.

(અ) હુકમનામાના દેણદાર ઉપર રૂપિયા બાબતનું જે હુકમનામુ તેની સ્થાવર મીલકત વેચીને બજાવી શકાય એવું તથા તે પ્રમાણે બજાવવું એવું હુકમનામાવાળાના મનમાં છે એવું રૂપિયા બાબતનું હુકમનામુ ધારણ કરનાર દરએક આશામીને, તથા જે હુકમનામુ બજાવવાના સંબંધમાં સદરહુ મીલકત વેચવા બાબતનું કામ ચાલુ છે એવું રૂપિયા બાબતનું હુકમનામુ ધારણ કરનાર દરેક આસામીને, સદરહુ હુકમનામાની નકલ, તથા એવા હુકમનામા ઉપરથી વસુલ કરવાની રકમ જણેલી હોય તેવું સદરહુ હુકમનામુ કરનારી અથવા બજાવનારી કોરટે આપેલું એક સરટીફીકેટ, પોતાની (કલેકટરની) પાસે હાજર કરવાનું કહેવું;

(બ) સદરહુ મીલકત ઉપર દાવો હોય તેવા દરએક આશામીને, એવા દાવાની હકીકત પોતાને આપવાનું, અને સદરહુ હકીકતના પુરાવામાં કાંઈ દસ્તાવેજ હોય તો તે હાજર કરવાનું કેહેવું.

સદરહુ નોટીસ ડીસ્ટ્રીકટની ભાષામાં જોઈએ, અને તે પ્રમાણે ચાલવા સારૂ તે પ્રસિદ્ધ થયાની તારીખથી સાઠ દીવસની મુદત તે નોટીસમાં આપેલી જોઈએ. ૩૦૪ થી કલમ પ્રમાણે જે કોરટે અસલ હુકમકરયો હોય તે કોરટના મકાનમાં, તથા કલેકટરને યોગ્ય લાગે તેવી બીજી જગાઓએ (જો કોઈ હોય તો) ચોઢીને સદરહુ નોટીસ પ્રસિદ્ધ કરવી. એવા હુકમનામાવાળાનું અથવા દાવો કરનારનું ઠેકાણું ખબર હોય તો સદરહુ નોટીસની નકલ તેને ટપાલ રસ્તે અથવા બીજી રીતે મોકલવી જોઈએ.

"૩૨૨ બ સદરહુ મુદત પુરી થયા પછી, હુકમનામાના દેણદારની અને હુકમનામાવાળા અથવા દાવો કરનારા (હોય તો) ની કાંઈ જાહેર કરવાની ઈચ્છા હોય તો તે સાંભળી લેવા સારૂ અને સદરહુ હુકમનામા તથા દાવાનું તથા હુકમનામાના દેણદારની સ્થાવર મીલકતનુ સ્વરૂપ અને મરજાદા બાબત પોતાની માહીતી કરી લેવા સારૂ જરૂર

પઈસા સંબંધી હુકમનામાંની રકમ ઠરાવવી જોઈએ તે સારૂ મંગ સ્થાવ

કતનો નીરણય કરવો.

હોય તેની ચોકશી ચલાવવા સારૂ, કલેક્ટરે એક દીવસ નીમવો જોઈએ અને સુનાવણી તથા ચોકશી વખતે વખતે મુલતવી રાખવાને તે મુખત્યાર છે.

કલેકટરને જાહેર કરેલાં કોઈ હુકમનામા અથવા દાવા સંબંધી હુકમનામાના દેણદારની જવાબદારીનાં ખરાપણા અથવા મરીયાદ બાબત તકરાર ન હોય તો, અથવા સદરહુ હુકમનામાની અથવા દાવાની પરસ્પર અગ્રતા બાબત, અથવા સદરહુ હુકમનામુ અથવા દાવો પુરો કરવામાં એવી કોઈ મીલકતની જવાબદારી બાબત તકરાર ન હોય તો, કલેકટરે એક યાદી તૈયાર કરવી જોઈએ, તથા તે યાદીમાં સદરહુ પ્રકારનું હુકમનામુ પુરૂ કરવા બાબત વસુલ કરવાની રકમ, એવાં હુકમનામા તથા દાવા પુરા કરવા હોય તેનો અનુક્રમ, અને સદરહુ કારણ સારૂં મળવા જોગ સ્થાવર મીલકત, લખવી જોઈએ.

એવી કાંઈ તકરાર ઉત્પન્ન થાય તો કલેકટરે તેની યાદી તથા પોતાનો તે ઉપર અભિપ્રાય ૩૦૪ કલમને આધારે અસલ હુકમ કરનારી કોરટને મોકલીને તે તકરાર બાબત તે કોરટને લખી મોકલવું જોઈએ, અને લખી મોકલ્યું હોય તેનો જવાબ આવતાં સુધી તે વિષયના સંબંધનું કામ મુલતવી રાખવું જોઈએ. તકરારનો વિષય પોતાની હકુમતમાંહેનો હોય તો કોરટે તકરારનો નીકાલ કરવો જોઈએ, અથવા તકરારનો નીકાલ કરવા સારૂ તે પ્રકરણ યોગ્ય કોરટમાં મોકલવું અને આખરનો ઠરાવ થાય તે કલેકટરને જાણવો જોઈએ. પછી કલેકટરે સદરહુ પ્રકારના ઠરાવ મુજબ ઉપર કહ્યા પ્રમાણે યાદી તૈયાર કરવી જોઈયે.

ડિસ્ટ્રીક્ટ કોરટે ક્યારે નોટીસ કરવી અને ચોકશી કરવી.

“૩૨૨ ક. કલમ ૩૨૨ અ અને ૩૨૨ બ. માં ફરમાવેલી નોટીસ પોતે કરવાને બદલે અથવા ફરમાવેલી ચોકશી પોતે કરવાને બદલે, કલેકટરને એક યાદી તૈયાર કરીને તે યાદીમાં, પોતાને ખબર હોય અથવા પોતાની આફીસના કાગળપત્રોમાંથી દેખાઈ આવે તેટલી હુકમનામાના દેણદારની તથા તેની સ્થાવર મીલકતની હકીકત સ્પષ્ટ લખવાનો તથા સદરહુ યાદી ડીસ્ટ્રીક્ટ કોરટને મોકલવાનો અધિકાર છે; અને પછી તે કોરટે કલમ ૩૨૨ અ. તથા ૩૨૨ બ. માં ફરમાવેલી નોટીસ કરવી જોઈએ, ચોકશી ચલાવવી જોઈએ અને યાદી તૈયાર કરવી જોઈએ, અને તે યાદી કલેકટરને મોકલવી જોઈએ.

કલમ ૩૨૨ બ. તથા ૩૨૨ ક. ...ત્પન્ન ... તકરાર ... કરેલા

“૩૨૨ ડ. કલમ ૩૨૨ બ. તથા ૩૨૨ ક મુજબ ઉત્પન્ન થનારી કાંઈ તકરારનો કોરટે કરેલો કાંઈ ઠરાવ, તેમાંહેના પક્ષકારોની વચ્ચમાં હુકમનામા પ્રમાણે અમલમાં આવશે અને હુકમનામા પ્રમાણેજ તેની ઉપર અપીલ કરી શકાશે.

કરાવનું પરીણામ.
પૈશા બાબતના હુકમનામાનો ફડચો કરવાની તજવીજ.

"૩૨૩ કલમ ૩૨૨ બ, અથવા ૩૨૨ ક,માં ઠરાવ્યા પ્રમાણે, વસુલ કરવાની રકમ અને મળવા જોગ મિલકતનો નિર્ણય કર્યા પછી કલેકટર ને અખત્યાર છે કે—

(૧) મળવા જોગ હોય તેવી તમામ મિલકત વેચ્યા શિવાય સદરહુ રકમ વસુલ થાય એમ નથી એવું લાગે તો તે મિલકત વેચવાને કામે લાગવું; અથવા હુકમનામામાં કાંઈ વ્યાજ અપાવ્યું હોય તો હુકમનામા પ્રમાણે વ્યાજ સુધાં, અને હુકમનામામાં કાંઈ વ્યાજ અપાવ્યું ન હોય તો તે બાબતમાં પોતાને વ્યાજબી જણાય તે દર પ્રમાણે વ્યાજ (જો હોય તો) સુધાં, સદરહુ રકમ સદરહુ પ્રમાણે વેચાણ કરયા વગર વસુલ કરી શકાશે એવું લાગે તો,

(૨) (૩૦૪થી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ) સદરહુ રકમ અને વ્યાજ હેઠળ લખેલી રીતે ઉભું કરવું:—

(અ) સદરહુ તમામ મિલકત અથવા તેનો કાંઈ ભાગ પ્રીમીયમ લઈને હમેશને વાસ્તે અથવા કંઈ મુદતને વાસ્તે ભાડે આપીને, અથવા

(બ) તે મિલકત તમામ અથવા તેનો કાંઈ ભાગ ઘરાણે મુકીને: અથવા

(ક) તે મિલકતમાંથી થોડી વેચીને અથવા

(ડ) વેચાણના હુકમની તારીખથી વીસ વરસ કરતાં વધારે ન હોય એટલી મુદત સુધી તે મિલકત તમામ અથતા તેનો કાંઈ ભાગ ઇજારે ખંડી આપીને કે તે પોતે તેનો વહીવટ કરીને અથવા બીજા પાસે તે કરાવીને: અથવા

(ઈ) સદરહુ પ્રકારો પઈકી એક પ્રકારે થોડી અને બીજા એક અથવા વધારે પ્રકારે થોડી તજવીજ કરીને;

(૩) તે તમામ મિલકતનો અથવા તેના કાંઈ ભાગનો આ કલમ પ્રમાણે વહિવટ કરવા સારૂ તે મિલકતના માલિકના બધા અધિકાર વાપરવાને કલેકટર મુખત્યાર છે.

(૪.) મળવા જોગી મિલકત અથવા તેનો કાંઈ ભાગ વધારે કીમતે વેચાય એવું કરવા સારૂ, અથવા ભાડે અથવા વહીવટમાં આપવાના કામને વધારે યોગ્ય કરવા સારૂ, અથવા તે ઉપરનો બોજો પતાવી નાખવા સારૂ જે વેચાણ કરવાનું તે વેચાણમાંથી તેને ~~અપાવવા~~ સારૂ, કોઈ પણ બોજાવાળાનો દાવો જે આપવાનો થતો હશે તેનો ફડચો કરવાને, અથવા રકમ દેણી થઈ હોય કે ન હોય તોપણ કોઈ પ

ણુ બાજાવાળાના દાવાની તોડજોડ કરવાને કલેક્ટર મુખત્યાર છે, અને એવો ફડચો અથવા તોડજોડ કરવા સારૂ નાણાની ત્રેવડ કરવા સારૂ પોતાને બસ લાગે તેટલો તે મિલકતનો ભાગ ઘરેણે મુકવાને, ભાડે આપવાને, અથવા વેચી નાખવાને તે મુખત્યાર છે. આ પારેગ્રાફ પ્રમાણે જે બાજાની તજવીજ કલેક્ટર યોજશે એવા બાજા ઉપરની લેણી રકમ વિશે કાંઈ તકરાર ઉતપન થાય તો, પોતાના નામથી અથવા હુકમનામાના દેણદારના નામથી હિસાબ લેવા સારૂ યોગીય કોરટમાં ફરિયાદ કરવાને કલેક્ટર મુખત્યાર છે; અથવા સદરહું તકરારનો નિકાલ થવા સારૂ તે દર એક નીમેલા એક એક લવાદ, એવા બે લવાદોને, અથવા એવા લવાદો નીમે તે સરપંચને સોપવાનું કબુલ કરવાને કલેક્ટર મુખત્યાર છે.

આ કલમના (૨), (૩) અને (૪) પારેગ્રાફ પ્રમાણે કામ ચલાવતી વખતે કલેક્ટરે, મુખ્ય નિબંધ રાખનારો મુલકી અમલદાર આ આકટને અનુસરીને આ બાબત વખતે વખત જે કાનુન કરે તે કાનુન પ્રમાણે ચાલવું જોઈએ.

ભાડે આપવનું અથવા વહીવટ પુરો થયા પછી બાકી(રકમ) ફંઈ(લેણી) રહી હોય તો તેનું વસુલ

"૩૨૪ ૩૨૩ મી કલમ પ્રમાણે ભાડે આપવાનું પૂરૂં થયા પછી અથવા વહીવટ પુરો થયા પછી વસુલ કરવાની રકમ ઉતપન થઈ ન હોય તો કલેક્ટરે તે વાત હુકમનામાના દેણદારને અથવા જેનો હક સંબંધ હોય તેવા તેના વારસ વકીલને લખી જણવવી જોઈએ. અને તે એવું પણ જણાવવું કે, આ નોટીસની તારીખથી છ અઠવાડિયાંની અંદર સદરહુ રકમ પૂરી થવાને જરૂર હશે તે બાકીની રકમ કલેક્ટરને નહી ભરે તો સદરહુ તમામ મિલકત અથવા તે રકમ પૂરી થાય તેટલો તે મિલકતનો ભાગ વેચવાનું કામ કલેક્ટર ચલાવશે; અને સદરહુ છ અઠવાડિયાં પુરાં થઈ ગયા છતાં સદરહુ બાકીની રકમ આપી ન હોય તો સદરહુ પ્રમાણે તે મિલકત અથવા તેનો ભાગ કલેક્ટરે વેચવો જોઈએ.

કલેકટરે દિવાની કોરટને હિસાબ આપવો.

"૩૨૪ અ આ બાબના ઠરાવ પ્રમાણે કલેક્ટરને આપેલો અધિકાર તથા કહેલાં કામ તે ચલાવતો હોય ત્યારે અથવા કરતો હોય ત્યારે, તેના હાથમાં આવેલા સઘળા પૈસાનો તથા તેને થયલા સઘળા ખરચનો હિસાબ તેણે, ૩૦૪થી કલમ પ્રમાણે અસલ હુકમ કરનારી કોરટને આપવો અને બાકી રહેલી રકમ કોરટ હુકમ કરે તે પ્રમાણે વ્યવસ્થા કરવા સારૂ તેણે પોતાની પાસે રાખવી.

આ ખરચમાં, સદરહુ મિલકત અથવા તેના ભાગ બાબત વખતે વખતે સરકારી જે કરજ અને જવાબદારી દેણી હશે તે, સદરહુ

મિલકત બાબત અથવા તેના ભાગ બાબત વરિષ્ટ ધારણ કરનારને જે ગણોત (જો હોય તો) વખતો વખત દેણું હશે તે, અને (કલેકટર તે પ્રમાણે ફરમાવે તો) તેણે શાહેદોને બોલાવ્યા હશે તેઓનો ખરચ, આ સઘળું આવેછે એમ સમજવું.

બાકી રહેલી રકમ હેઠળ લખેલા કામમા કોરટે વાપરવી જોઇએ;— બાકી રહેલી રકમની વ્યવસ્થા

પેહેલું, સદરહુ મિલકતની ઉપજમાંથી હુકમનામાના દેણદારના કુટુંબમાંથી જે માણસોને (જો હોય તો) તેઓના ગુજારા સારૂ કાંઇ મળવાનો હક્ય હોય તેઓ માંહેના દરએકની બાબતમાં કોરટને યોગ્ય લાગે તે રકમ આપીને તેઓના ગુજરાનની તજવીજ કરવામાં; અને

બીજું, કલેકટરે ૩૨૧ મી કલમ પ્રમાણે કામ ચલાવ્યું હોય તો જે અવલ હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકત વેચવાનો હુકમ કરયો હતો, તે હુકમનામું પુરૂ કરવામાં અથવા ૨૯૫ મી કલમ પ્રમાણે કોરટ હુકમ કરે તે બીજાં કામમાં; અથવા

ત્રીજું, ૩૨૨ મી કલમ પ્રમાણે કલેકટરે કામ ચલાવ્યું હશે ત્યારે, સદરહુ મિલકત ઊપરના બોજાઉપરનુ વ્યાજ ન વધવા દેવામાં, અને (હુકમનામાના દેણદારના ગુજારાનું બીજુ સારૂ સાધન નહોય ત્યારે) કોરટને યોગ્ય લાગે તે રકમ આપીને તેના ગુજરાનમાં; અને મૂળ હુકમનામાવાળાના, અને સદરહુ નોટીસ પ્રમાણે જે આલ્યા હોય અને જે રકમ વસૂલ કરવાનો હુકમ કરયો હોય તે રકમમાં જેઓના દાવા ગણ્યા હોય એવા બીજા કોઇ હુકમનામાવાળાના, દાવા ફાળા પ્રમાણે આપવામાં;

અને સદરહુ હુકમ જે હુકમનામાવાળાઓએ મેળવ્યો હોય તેઓનુ મન માન્ય શિવાય કોઇ બીજાં પેસા બાબતના હુકમનામાવાળાને સદરહુ મિલકતમાંથી અથવા સિલક રકમમાંથી કાંઇપણ મળવાનો હક્ક નથી;

અને કાંઇ બાકી રહી હોય તો તે હુકમનામાના દેણદારને અથવા કોરટ ફરમાવે તેવું બીજું કોઇ માણસ (હોય તો) તેનો આપવી જોઇયે.

"૩૨૫. આ બાબના ઠરાવ પ્રમાણે કલેકટર કોઇ મીલક વેચે ત્યારે તેણે સદરહુ મીલકતના પોતાને યોગ્ય લાગે તેવા એક અથવા વધારે લાટ (ભાગ) કરીને તે જાહેર સીલામ કરીને વેચવી જોઇએ, તથા તેને એવો અધિકાર છે કે,— વેચાણ કયમ કરવાં.

(અ.) દરએક લાટ ઓછામાં ઓછી કેટલી કીમતે વેચવો તેની વાજબી કીમત તેણે ઠરાવવી;

(બ) મીલકતની વાજબી કિંમત મેળવવા સારૂ જ્યારે વે-

આણુ મુલતવી રાખવાની તેને જરૂર જણાય ત્યારે તે મુલતવી રાખવાના પોતાના કારણ દફતરમા લખીમુકી ને તે વેચાણ યોગ્ય મુદત સુધી તેણે મુલતવી રાખવું;

(ક.) વેચવા કાઢેલી મીલકત તેણે ખરીદ કરી લેવી અને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તે જાહેર લીલામ કરીને અથવા ખાનગી કરાર કરીને ફરીથી વેચવી.

હુકમનામાના દેણદારે અથવા તેના વારસ વકીલે બીજાને કરી આપવાની અને હુકમનામાવાળાઓએ કાબાજ ચલાવવાની મના.

"૩૨૫ અ. હુકમનામાના દેણદારની સ્થાવર મીલકતના અથવા તેના કાંઈપણ ભાગના સંબંધમા કલમ ૩૨૨ થી ૩૨૫ (બંને કલમો સુધાત) ઉપરથી કલેકટરને મળેલો અધિકાર તે ચલાવે ત્યાંહાં સુધી, તથા સોંપેલા કામ બજાવે ત્યાં સુધી કલેકટરની લખેલી પરવાનગી શીવાય સદરહુ મીલકત અથવા તેનો કાંઈ ભાગ ઘરાણે મૂકવાને અથવા તેની ઉપર બોજો નાખવાને અથવા તેને પટે આપવાને અથવા બીજાને કરી આપવાને હુકમનામાના દેણદારને અથવા તેના હક સંબંધવાળા વારસ વકીલને અધિકાર નથી, તેમજ સદરહુ મીલકત ઉપર અથવા તેના કાંઈ ભાગ ઉપર પૈસા બાબતનાં હુકમનામાની ફજાવણીમા કોઇ દીવાની કોરટે પ્રોસેસ કાઢવું નહીં.

તેજ મુદતમાં, જે હુકમનામુ પુરૂં કરવાની તજવીજ ૩૨૩ મી કલમ પ્રમાણે કલેકટરે કરી હોય એવા કોઈ હુકમનામાની બાબતમાં હુકમનામાના દેણદાર ઉપર અથવા તેની મીલકત ઉપર કોઇપણ દીવાની કોરટે કાંઇ પણ બજાવણીનું પ્રોસેસ કાઢવું નહીં

આ કલમના ઠરાવ લાગુ હોય એવા જે હુકમનામાને (કાયદાની) જે મુદત લાગુ હશે તે મુદત ગણતી વખતે સદરહુ ઠરાવને લીધે જે ઇલાજ થોડી મુદત સુધી હુકમનામાવાળાથા કરી શકાશે નહીં તે ઇલાજના સંબંધમા ઉપરની મુદત બાદ કરવી.

મિલકત ઘણી ડિસ્ટ્રીકટોમાંહોય ત્યારે તે બાબતના ઠરાવ.

"૩૨૫ બ. જે મીલકતનું વેચાણ કરવા વીશે હુકમ થયો હોય તે મીલકત એક કરતાં વધારે ડીસ્ત્રીકટમાં હોય ત્યારે, કલમ ૩૨૧ થા ૩૨૫ (બંને કલમો સુધાંત) ઉપરથી કલેકટરને આપેલો અધિકાર તથા સોંપેલાં કામ, સ્થાનિક સરકાર સામાન્ય નીયમ કરીને અથવા વીશેષ હુકમ કરીને વખતે વખતે ફરમાવે તે પ્રમાણે સદરહુ ડીસ્ત્રીકટના કલેકટરો પૈકી એક કલેકટરે ચલાવવાં અને બજાવવાં.

પક્ષકાર તથા સાહેદોએ હાજ વાની તથા દ સ્તાવેજ હાજર ની ફરજ વાનો કલેક ટરના અધિકાર

"૩૨૫ ક કલમ ૩૨૨ થા ૩૨૫ (બંને કલમો સુધાંત) ઉપરથી આપેલો અધિકાર ચલાવતી વખતે કલેકટરને, પક્ષકાર તથા શાહેદોને હાજર થવાની તથા દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડવાનો જે અધિકાર દીવાની કોરટને છે તે છે."

૫૧ ૩૨૬ મી કલમના છેલ્લા વાકયને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો જોઇએ (એટલે):— ૩૨૬મી કલમનો સુધારો.

"૩૨૦ મી કલમના ૨ જા પારેગ્રાફથી કલમ ૩૨૫ ક. (બંને સુધાંત)ના ઠરાવ લાગુ હશે તેટલા એવે પ્રસંગે લાગુ થશે."

૫૨ ૩૩૧મી કલમના બીજા પારેગ્રાફમા "સન ૧૮૭૭ના વીશેષ ન્યાયના આકટની કલમ ૯" આ શબ્દો તથા આકડાને બદલે "બાબ ૫" આ શબ્દ તથા આંકડો દાખલ કરવો; અને તેજ કલમમા હેઠળ લખેલો પારેગ્રાફ ઉમેરવો (એટલે):—"એવો દરએક હુકમ હુકમનામા પ્રમાણે ગણાશે, અને અપીલ અથવા બીજા કામ સારૂ હુકમનામાને જે સરતો લાગુ છે તેજ સરતો તેને (હુકમને) લાગુ થશે." ૩૩૧મી કલમનો સુધારો.

૫૩ ૩૩૨ મી કલમના પેહેલા પારેગ્રાફમાં "પ્રતીવાદી" એ શબ્દને બદલે "હુકમનામાનો દેણદાર" આ શબ્દ દાખલ કરવો; તથા બીજા પારેગ્રાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે), "અરજ કરવાનું સભંવતું કારણ છે એમ, અરજદારને તપસ્યા પછી, કોરટને જણાય તો, કોરટે તકરારના વિષયની ચોકુશી ચલાવવી; અને આ કલમના પેહેલા પારેગ્રાફમાં કહેલું કારણ ખરૂં છે એવું કોરટને જણાય તો અરજદારને મીલકતનો કબજો મળવા વિશે કોરટે હુકમ કરવો, અને સદરહુ પ્રમાણે કોરટને ન જણાય તો કોરટે અરજી કહાડી નાંખવી. આ કલમ પ્રમાણે અરજોની સુનાવણી કરવામાં તકરારના ઉપર બતાવેલાં કારણો શીવાય બીજી બાબત ઉપર કોરટે કાંઇ લક્ષ આપવું નહીં. ૩૩૨ કલમનો સુધારો.

આ કલમ પ્રમાણે જે પક્ષકાર વિરૂધ હુકમ થાય તે પક્ષકાર મીલકતનો તુરત કબજો લેવાના હક્કનો તે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ માંડવાને મુખત્યાર છે; પણ જો કોઇ તેવી ફરીયાદ કરી હોય તો તે ફરીયાદમાં જે નીકલ થાય તેને અનુસરીને તે હુકમ આખરનો ગણાશે."

૫૪. ૩૩૩ મી કલમને બદલે હેઠળ લખેલી કલમ દાખલ કરવી (એટલે):— ૩૩૩ કલમનો સુધારો.

"૩૩૩. જે ફરિયાદ ઉપરથી હુકમનામુ થયું હોય તે ફરીયાદ માંડયા પછી હુકમનામાના દેણદારે સદરહુ મીલકત કોઇ શખસને નામે અદાવી આપી હોય તો તે આસામીને કલમ ૩૩૧ અથવા ૩૩૨ના ઠરાવ લાગુ નથી." ફરિયાદ માંડયા પછી હુકમનામાના દેણદારે મિલકત બીજાને કરીઆપવી

૫૫ ૩૩૫ મી કલમના પેહેલા પારેગ્રાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):— ૩૩૫મી ... સુધા...

"૩૩૫ સદરહુ પ્રકારની મીલકતના ખરીદ કરનારને, તે મીલકત

નો તુરત કબજો લેવાના હક બાબત શુધબુધ્ધિથી દાવો રાખતો હોય એ વા હુકમનામાના દેણદાર શીવાયનો બીજો કોઈ શખસ હરકત અથવા અટકાવ કરે તો અથવા તે મીલકતનો કબજો આપતાં કોઈ એવા શખ સને કબજો લઈ લીધો હોય તો ખરીદદારની અથવા જે શખસનો ક બજો લઈ લીધો હોય તેની ફરિયાદ ઉપરથી, પ્રસંગ પ્રમાણે હરકત અથવા અટકાવ કરયાની અથવા કબજો લઇ લીધાની વાતની માફકથી કોરટે કરવી તથા તે બાબત પોતાને યોગીય લાગે તેવો હુકમ કરવો."

તેજ કલમના બીજા પારેગ્રાફમાં "નિરૂતર" આ શબ્દને બદલે "આખરનો" આ શબ્દ દાખલ કરવો.

૩૩૬મી કલમનો સુધારો.

૫૬ ૩૩૬ મી કલમના પેહેલા વિશેષ ઠરાવને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો:—

"પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે, આ કલમ પ્રમાણે પકડવા સારૂં સુર્યાસ્ત પછી અને સુર્યોદય પેહેલાં કોઈ રહેવાના ઘરમાં પેસવું નહી, અને રહેવાના ઘરનો બાહારનો દરવાજો ફોડીને અંદર જવું નહી."

"પણ પકડવાનો અખતિયાર મળેલો અમલદાર કોઈ રેહેવાના ઘરમાં યોગ્ય રીતે દાખલ થયો હોય તો પછી જે ઓરડામાં હુકમનામાનો દેણદાર મળશે એવું માનવાનું તેને કારણ હોય તે ઓરડાનાં બારણાંનું બંધન કાઢીને તે ઉઘાડવાને તે મુખત્યાર છે, પણ તે ઓરડામાં હુકમનામાની દેણદાર નહી હોય તેવી કોઈ સ્ત્રી ખરેખર રહેલી હોય અને દેશ રિવાજ પ્રમાણે લોકોમાં બાહાર ન દેખાતી હોય તો તે અમલદારે તેને ખબર આપવી કે તને ત્યાંથી જવાની છુટ છે અને તે સ્ત્રીને જવાને યોગીય વખત આપ્યા પછી તથા જતા રેહેવાને યોગ્ય સુગમતા આપ્યા પછી, પકડવા સારૂં તે ઓરડામાં જવાને તે મુખત્યાર છે.

૩૩૯મી કલમનો સુધારો.

૫૭ ૩૩૯ મી કલમના ચોથા પારેગ્રાફમાં "કરવું" આ શબ્દની પાછળ "કોરટના યોગીય અમલદારને" આ શબ્દો દાખલ કરવા, અને તેજપારેગરાફમાં હેઠળ લખેલા શબ્દો ઉમેરવા (એટલે):— "અને ત્યાર પછીનાં કાંઈ ભરણાં (જો હોય તો) જે અમલદારને સ્વાધીન તુરંગ હશે તે અમલદારનેકરવાં."

૩૪૧મી કલમનો સુધારો.

૫૮ ૩૪૧ મી કલમની (અ), (બ), (ક), (ડ), અને (ઈ), ૨કમને અને વિશેષ ઠરાવને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—

"(અ.) તુરંગમાં મોકલવા વીશેના વારંટમાં કહેલી રકમ

જે અમલદારને સ્વાધિન તુરંગ હોય તે અમલદારને ભરે ત્યારે; અથવા

(બ) બીજી રીતે હુકમનામુ પુરેપુરૂ અદા થાય ત્યારે; અથવા

(ક.) જે શખસની દરખાસ્તથી તેને કેદ કરયો હોય તે શખસની અરજ ઉપરથી; અથવા

(ડ.) આ કાયદામાં અગાઉ કહ્યા પ્રમાણે તે શખસ ખોરાકીની રકમ ન ભરે ત્યારે; અથવા

(ઈ.) હુકમનામાના દેણદારને, આગળ ઠરાવ્યું છે તે પ્રમાણે નાદાર ઠરાવવામાં આવે તો; અથવા

(ફ.) કલમ ૩૪૨ માં મરયાદા કરી છે તે પ્રમાણે તેની કેદની મુદત પુરી થાય ત્યારે.

પરંતુ આ કલમમાં કહેલા ત્રીજા અને પાંચમા પ્રસંગોમાં કોરટના હુકમ વગર હુકમનામાના દેણદારને છોડી મુકવો નહીં"

૫૯. ૩૪૪મી કલમને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો:— ૩૪૪, ૩૪૫, ૩૪૭, ૩૪૯, ૩૫૦, ૩૫૧, ૩૫૬, ૩૫૭, ૩૫૮, ૩૫૯ અને ૩૬૦ મી કલમનો સુધારો.

નાદાર દેવાદાર ઠરાવવાની અરજ કરવાનો અખત્યાર.

"૩૪૪ પઇસા બાબતનું હુકમનામુ બજાવવામાં કોઈ હુકમનામાના દેણદારને પકડયો અથવા કેદ કરયો હોય તો, અથવા તેની મીલકત વીરૂધ્ધ એવાં હુકમનામાની બજાવણીમાં જપ્તીનો હુકમ આપ્યો હોય તો, તે પોતાને નાદાર દેવાદાર ઠરાવવા સારૂ લેખી અરજ કરવાને મુખત્યાર છે.

"કોઈપણ પઇસા બાબતના હુકમનામાવાળો, હુકમનામાના દેણદારને નાદાર દેવાદાર ઠરાવવા સારૂ લેખી અરજ કરવાને મુખત્યાર છે.

"એવા પરકારની દરએક અરજ જે ડીસતરીકટ કોરટની હકુમતની સ્થળ શીમમાં સદરહુ હુકમનામાનો દેણદાર રહેતો હશે અથવા કેદમાં હસે તે ડીસતરીકટ કોરટને કરવી જોઇએ."

કલમ ૩૪૫ની પહેલી લીટી તથા (અ) રકમને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે);—

અરજનો મજકુર.

"૩૪૫ હુકમનામાના દેણદારે અરજ કરી હોય ત્યારે તેમાં હેઠળ લખેલો મજકુર જોઇએ.—

અરજની તથા નોટ

"(અ.) તે શખસને પકડયો અથવા કેદ કરયો હોય તે અથવા તેની મીલકતની જપતી બાબત હુકમ કરયો હોય તે

હોચાડવી.

વાત, કઈ કોરટના હુકમથી તેને પકડયો અથવા કેદ કરયો તે, અથવા કઈ કોરટે જપતીનો હુકમ કરયો તે કોરટ, અને જો તેને પકડયો અથવા કેદ કરયો હોય તો તે કયે ઠેકાણે બંધીમાં છે તે;"

અને તેજ કલમમાં હેઠળ લખેલો પારેગરાફ ઊમેરવો:—

"પઈશા બાબતના હુકમનામાવાળાએ અરજી કરી હોય તેમા હેઠળ લખેલી વાત આવવી જોઈએ,—હુકમનામાની તારીખ, જે કોરટે હુકમનામું કરયું હોય તે કોરટ, તે ઉપરથી લેણી રહેલી રકમ તથા જે ઠેકાણે હુકમનામાનો દેણદાર રહેછે અથવા બંધીમાછે તે ઠેકાણું."

૩૪૭મી કલમમાં પહેલા પારેગરાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—

અરજની નકલ તથા નોટીસ પહોચાડવી.

"૩૪૭. તે અરજની સુનાવણીને વાસ્તે કોરટે એક દીવસ ઠરાવવો, તથા કઈ જગાએ અને કઈ વખતે તેની સુણાવણી થશે એ વીશેની લખેલી નોટીસ તથા તે અરજની નકલ કોરટમાં ચોઢાવવી તથા અરજદારને ખરચે હેઠળ લખેલાઓને પહોચાડવી.—

"હુકમનામાનો દેણદાર અરજદાર હોય ત્યારે જે હુકમનામુ બજાવવામાં તેને પકડયો અથવા કેદ કરયો હોય અથવા જપતીનો હુકમ થયો હોય તે હુકમનામાવાળાને અથવા તેના વકીલને, અને તે અરજમાં બીજા લેહેણદાર (જો કોઇ) લખ્યા હોય તો તેમને પોહોચાડવી જોઈએ."

"અરજદાર હુકમનામાવાળો હોય ત્યારે હુકમનામાના દેણદારને અથવા તેના વકીલને."

૩૪૯ મી કલમમાં "રાખવાને" આ શબ્દની આગળ હેઠળ લખેલા શબ્દો વધારવા (એટલે):-

"અથવા ફરમાવશે ત્યારે હાજર થઈશ એવી રીતના પુરતા જામીન તે આપે તો તે લઈને તેને છોડવાને."

૩૪૯મી, ૩૫૦મી, અને ૩૫૧મી કલમમાં જ્યાંહાં જ્યાંહાં "અરજદાર" આ શબ્દ છે ત્યાંહાં ત્યાંહાં "હુકમનામાનો દેણદાર" આ શબ્દ દાખલ કરવો.

૩૫૧ મી કલમની (બ) રકમમા "કેદ કરયો હોય" આ શબ્દોની આગળ "અથવા જપતીનો હુકમ કરયો હોય" આ શબ્દો દાખલ કરવા.

૩૫૬મી કલમમાં (ડ) રકમને બદલે હેઠળ લખેલી રકમો દાખલ કરવી:-

"(ડ.) જે કરજોની નિરભયતાને વાસ્તે નાદાર દેણદારની મીલ કત ગીરો હોય તેવાં બધાં કરજ અનુક્રમે તેમની અગ્રતા પ્રમાણે વાળવાં.

"(ઈ.) બાકી રહે તે પત્રકમાં નામ હોય તે લેહેણદારોમાં તે બધાને એક સરખા ગણીને તેમના પોત પોતાના લેહેણા ની રકમ પ્રમાણે ફાળે પડતું વેહેંચી આપવું.

અને તેજ કલમની આખરે હેઠળ લખેલો મજકુર વધારવો (એટલે):—

"પણ એવું ઠરાવ્યું છે કે, ૩૨૦ મી કલમ પ્રમાણે જે સ્થાનિક પ્ર દેશમાં, જાહેર રીતે ઠરાવ કરેલો હોય ને તે ઠરાવ અમલમાં હોય તે વા સ્થાનિક પ્રદેશમાં, ખેતીવાડીના કામ સારૂ ધારણ કરી હોય અ- થવા ગણોતે આપી હોય અથવા સરકારને મેહેસુલ ભરતી હોય એવી સ્થાવર મિલકતનાં વેચાણ રિસીવરે કરવાં નહી; પણ તેણે નાદારની બીજી મિલકત વેચ્યા પછી, કોરટે (અ) પત્રકમાં લખેલા દેણદારોના લેણાનો ફડચો કરવાને મળી ચુકેલી રકમ બાદ કરતાં બાકી જે રકમ જોઈતી હોય તે રકમ, (બ) નાદારની વેચવાની રહેલી સ્થાવર મિલ- કત, તથા (ક) તેની ઉપર કાંઈ બોજ હોય તો તે, નકી કરવા; અને ઉપર લખેલી તપશીલની યાદી કલેકટરને મોકલવી; ત્યાર પછી કલમ ૩૨૨ થી ૩૨૫ (બંને સુધાંત) ઉપરથી કલેકટરને મળેલા અધિકાર પૈકી તેને યોગ્ય લાગે તે અધિકાર, તે કલમના ઠરાવ લાગુ હશે તેટલે સુ- ધી તેઓને અનુસરીને, ચલાવીને તેણે એ પ્રમાણે જોઈતી હોય તે રકમ ઉભી કરવા માંડવું; અને આ પ્રમાણે અધિકાર ચલાવ્યાથી તેના હાથમાં જે રકમો આવે તે સઘળી રકમો, કોરટનો હુકમ આવે તે પ્રમાણે વ્યવસ્થા થવા સારૂ કલેકટરે પોતાની પાસે રાખવી"

૩૫૭ મી કલમમાં, "૩૫૫" આ આંકડાને બદલે "૩૫૧ અથ- વા ૩૫૫" આ આંકડા તથા શબ્દ દાખલ કરવો.

અને "પત્રકમાં લખેલા દેહેણદારોનાં તેના ઉપરનાં હુકમનામાં પુ રે પુરાં ભરપાઈ ન થાય ત્યાંહાં સુધી, અથવા તે બધી શકે નહી એ એવાં ન થાય ત્યાંહાં સુધી" આ શબ્દોને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—"પત્રકમાં લખેલા દેહેણદારોનાં લેહેણાંની એક તૃતિયાંશ સુધીની ભરપાઈ થાય ત્યાંહાં સુધી, અથવા ૩૫૧ મી અથવા ૩૫૫ મી કલમ પ્રમાણે છુટકો કરવા બાબત થયલા હુકમની તારીખથી બાર વરસ થઈ જાય ત્યહાં સુધી."

૩૫૮ મી કલમને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો:—

નાદાર જવાબ દારીમાંથી મુકત થયો એવો ઠરાવ કરવો.

"૩૫૮. પત્રકમાં દાખલ કરેલાં કરજની કુલ રકમ બસેં રૂપિયા અથવા તે કરતાં કાંઈ ઓછી હોય તો, તે કરજોની બાબતની જાસ્તી જવાબદારીમાંથી સદરહુ પ્રમાણે છોડી મુકેલા નાદારને મુકત કરવાનો ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે, પણ પત્રકમાં લખેલાં કરજનાં એક તૃતિયાંશ સુધીની ભરપાઈ થયા પછીની, અથવા છુટકો કરવા બાબતના હુકમની તારીખથી બાર વરસ થઈ ગયા પછીની, કોઈ પણ બાબતમાં સદરહુ નાદાર સદરહુ પ્રમાણે મુકત થયો એવું કોરટે ઠરાવુંજ જોઈએ."

૩૫૯ મી કલમમાં "તેને કોરટે કેદની શિક્ષા" આ શબ્દોની પાછળ લખેલો "હુકમ કરીને" આ શબ્દો દાખલ કરવા.

કલમ ૩૬૦ માં હેઠળ લખેલો પારેગ્રાફ વધારવો (એટલે):—

"હુકમનામાના દેણદારની મિલકત અઢી હજાર રૂપિયા કરતાં વધારે હશે, અથવા તેની ઉપરના પઈસા સંબંધી દાવા પાંચ હજારરૂપિયાં કરતાં વધારે હશે અથવા સદરહુ મિલકત અથવા તેનો કાંઈ ભાગ બ્રહ્મદેશમાંના બ્રિટિશ સરકારના મૂલક બાહાર હશે ત્યારે આ બાબના કોઈ પણ ઠરાવ, રંગુન, મુલમેન, આકયાબ અને બસઇ શેહેરમાંની હકુમત વાળી કોઈપણ કોરટને લાગુ નથી."

૩૬૧, ૩૬૨, ૩૬૩, ૩૬૫ અને ૩૬૮ મી કલમનો સુધારો.

૬૦. ૩૬૧ મી, ૩૬૨ મી, ૩૬૩ મી, ૩૬૫ મી અને ૩૬૮ મી કલમમાં "દાવાનું કારણ" આ શબ્દો જયાંહાં જયાંહાં આવે ત્યાંહાં ત્યાંહાં તે શબ્દોને બદલે "ફરિયાદ કરવાનો હક" આ શબ્દો દાખલ કરવા; તથા ૩૬૮ મી કલમમાં હેઠળ લખેલી રકમ વધારવી (એટલે):—

"સદરહુ પ્રકારની અરજ કરવા સારૂ જે મુદત કહી હશે તે મુદતમાં વાદી તેવી અરજ કરવાને ચુકશે તો ફરિયાદ બંધ પડશે."

૩૬૪ અને ૩૬૬ મી કલમનો સુધારો.

૬૧ ૩૬૪ મી કલમના પેહેલા પારેગ્રાફમાં અને ૩૬૬ મી કલમના પેહેલા પારેગરાફમાં "જો" આ શબ્દ પછી ( ગુજરાતી ભાષાંતરમાં ૩૬૪ મી કલમના પેહેલા પારેગરાફમાં "કોઈ શખસ કોરટને" આ શબ્દો પછી, અને ૩૬૬ મી કલમના પેહેલા પારેગ્રાફમાં "તેવી અરજ" આ શબ્દો પછી) "કાયદામાં જે મુદત ઠરાવી છે તે મુદતમાં" આ શબ્દો વધારવા; અને ૩૩૬ મી કલમના પેહેલા પારેગરાફમાં "આવાર્ડ" આ શબ્દની પાછળ "પ્રતીવાદીની દરખાસ્ત ઉપરથી કરવો જોઈએ" આ શબ્દો દાખલ કરવા. (ગુજરાતી ભાષાંતરમાં "એવો હુકમ કરવાને" આ અક્ષરોથી તે તે પારેગ્રાફના છેડા સુધીના અક્ષરોને બદલે આગળ લખેલા શબ્દો દાખલ કરવા,—"એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે તથા તે ફરીવાદનો જવાબ કરતાં પ્રતીવાદીને જે ખરજ થયું તે, પ્રતીવાદી અરજ કરે તો, મઇયત વાદીની માલ મીલકતમાંથી તેણે વસુલ કરી લેવાનો હુકમ કોરટે કરવોજ જોઈએ"

૬૨. ૩૭૧ મી કલમના બીજા પારેગ્રાફમાં "મરણવત" આ શબ્દ પહેલાં "અથવા" આ શબ્દ દાખલ કરવો. — ૩૭૧ મી કલમ નો સુધારો.

૬૩ ૩૭૩ મી કલમના પહેલા પારેગ્રાફમાં "ભાગની" આ શબ્દ ને બદલે "ભાગના સંબંધથી" આ શબ્દો દાખલ કરવા; અને બીજા પારેગ્રાફમાં "તેજ બાબતની" આ શબ્દો પછી "અથવા તેજ ભાગના સંબંધથી" અથવા આ શબ્દો ઉમેરવા. — ૩૭૩ મી કલમ નો સુધારો.

૬૪ ૩૭૫ મી કલમમાં "તોડજોડ કરીને" આ શબ્દો પછી "સઘળી અથવા થોડી" આ શબ્દો દાખલ કરવા; "ફરીયાદની બાબતમાં" આ શબ્દોની અગાઉ "તમામ અથવા અંશત:" આ શબ્દો દાખલ કરવા; અને તેજ કલમમાં "અને તે હુકમનામુ" આ શબ્દો પછી હેઠળ લખેલો મજકુર વધારવો, "સદરહુ સમજુત, તોડજોડ અથવા મનમનાવવું એઓના યોગથી ફરીયાદની બાબતમાં તજવીજ થઇ હશે તેટલા પરંતુ." — ૩૭૫ મી કલમ નો સુધારો.

૬૫ ૩૭૭ મી કલમના પેહેલા ત્રણ શબ્દોને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):— "અનાગત મુકવાની લખેલી નોટીસ કોરટની મારફત." — ૩૭૭ મી કલમ નો સુધારો.

૬૬ ૩૮૪ મી, ૪૭૭ મી અને ૪૮૩ મી કલમમાં "સોગનનામુ" આ શબ્દની આગળ "અથવા બીજી રીતે" આ શબ્દો દાખલ કરવા. (ગુજરાતી ભાષાંતરમાં, ૩૮૪ મી કલમમાં "સોગનનામાના આધારે," ૪૭૭ મી કલમમાં, "સોગનનામાથી," અને ૪૮૩ મી કલમમાં "સોગનનામુ કરીને" આ શબ્દોની આગળ "અથવા બીજી રીતે" આ શબ્દો દાખલ કરવા.) — ૩૮૪, ૪૭૭ મી ને ૪૮૩ કલમ નો સુધારો.

૬૭ ૩૮૬ મી કલમમાં બીજા પારેગ્રાફ તથા બે વીશેષ ઠરાવોને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):— હાઈકોરટ અથવા રંગુનની રિકારડર કોરટ શીવાય બીજી જે કોઇ કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે શખસ રહેતો હોય તે કોરટ ઉપર અથવા કમીશન કાઢનારી કોરટને હાઈકોરટના જે પ્લીડરને નીમવાનું યોગ લાગે તે પ્લીડર ઉપર તે કમીશન મોકલવાનો અખતિયાર છે." — ૩૮૬ મી કલમ નો સુધારો.

૬૮ ૪૦૬ ઠી કલમમાં "જડજે જબાની લેવી" આ શબ્દોને બદલે "પોતાને યોગ લાગે તો જબાની લેવાને જડજ મુખતિયાર છે" આ શબ્દો દાખલ કરવા. — ૪૦૬ ઠી કલમ નો સુધારો.

૬૯ ૪૧૨ મી કલમમાં "નાદાર નથી એમ ઠરે" આ શબ્દો પછી "અથવા ૯૭ મી અથવા ૯૮ મી કલમ પ્રમાણે ફરીયાદ કહાડી નાખવામાં આવે" આ શબ્દો તથા આંકડા દાખલ કરવા. — ૪૧૨ મી નો સુધા

૪૨૩ મી કલમ ને સુધારો.

૭૦ ૪૨૩ મી કલમમાં "નાપાંડી હોય તો" આ શબ્દોને બદલે "૪૦૯ મી કલમ પ્રમાણે નાપાડવાનો હુકમ કર્યો હોય તો" આ શબ્દો તથા આંકડા દાખલ કરવા.

૪૨૪, ૪૨૮ અને ૪૨૯ મી કલમનો સુધારો.

૭૧ ૪૨૪ મી કલમમાં "સરકારી અમલદાર ઉપર" આ શબ્દો ની આગળ "તેણે પોતાના હુદા સંબંધી કૃત્ય કરવાનું કહેતા હોય તે કૃત્ય કરવા બાબત" આ શબ્દો દાખલ કરવા, અને ૪૨૮ મી અને ૪૨૯ મી કલમમાં "સરકારી અમલદાર" આ શબ્દોની આગળ (ગુજરાતી ભાષાંતરમાં ૪૨૮ મી કલમમાં "સરકારી અમલદાર ઉપરની" અને ૪૨૯ મી કલમમાં "સરકારી અમલદાર ઉપર" આ શબ્દોની આગળ) "સદરહુ પ્રકારના કૃત્ય બાબત" આ શબ્દો દાખલ કરવા.

૪૩૭ મી કલમ ને સુધારો.

૭૨ ૪૩૭ મી કલમના પેહેલા વાક્યને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—"જ્યારે, મૃત્યુપત્ર ચલાવનારને અથવા મઈયતની મીલકતના વહીવટ કરનારને જે મીલકતનો હક પ્રાપ્ત થયો હશે તે મીલકત સંબંધી સઘળી ફરીયાદોમાં, સદરહુ મીલકતમાં ફાયદાનો હિત સંબંધ હોય તેવા શખસોની તથા વાદીની વચ્ચે ટંટો હશે ત્યારે, તેવી મૃત્યુપત્ર ચલાવનાર અથવા મઈયતની મીલકતનો વહીવટ કરનાર સદરહુ પ્રમાણે જે શખસનો હિતસંબંધ હશે તેમની વતી વારસ વકીલ તરીકે હાજર થએલા ગણાશે, અને સાધારણ રીતે તેમને ફરીયાદના પક્ષકાર કરવાની જરૂર નથી.

૪૫૬ મી કલમ ને સુધારો.

૭૩ ૪૫૬ મી કલમમાં "સગીરને નામે" આ શબ્દોને બદલે "સગીરને નામે તથા સગીરનીવતી અથવા વાદીએ" આ શબ્દો દાખલ કરવા; અને તેજ કલમમાં હેઠળ લખેલો પારેગ્રાફ વધારવો (એટલે): "ફરીયાદ પુરતો પાલન કરનાર તરીકે કામ કરવાને યોગ્ય તથા ખુશી હોય એવો કોઈ શખસ ન હોય તો, કોરટને પોતાના નામદારો પૈકી કોઈને પણ એવા પાલન કરનાર તરીકે નિમવાનો અધિકાર છે; પણ સગીરથી ઉલટો તેને લાભ ન હોવો જોઈએ."

૪૬૯ મી કલમ ને સુધારો.

૭૪ ૪૬૯ મી કલમમાના "પકડવાનું વારંટ" આ શબ્દો પછી અને "વારંટ" આ શબ્દ પછી (આ શબ્દો આવે તે દરેક ઠેકાણે) "અથવા બીજુ પ્રોસેસ" આ શબ્દો દાખલ કરવા; અને બીજી કલમમાં "શરૂ કરીને તે ચલાવવું, અને" આ શબ્દો પછી" "પકડવાનું વારંટ હોય તે પ્રસંગે તે" આ શબ્દો દાખલ કરવા.

[illegible] મી કલમ [illegible]ધારો.

૭૫ ૪૭૩ મી કલમમાં "અને એવા હકનો નીરણય કોરટે કરવો જોઈએ" [illegible] શબ્દો વધારવા.

[illegible] કલમ

૭૬ ૪૭૮ મી કલમના છેલ્લા પારેગ્રાફમાં "પ્રતીવાદીને કોરટની રૂબ

ર આણુવાનો હુકમ" આ શબ્દોને બદલે "પ્રતીવાદીને પકડીને તેને કોરટની રૂબરૂ આણુવા બાબતનું વારંટ" આ શબ્દો દાખલ કરવા. નો સુધારો.

૭૭ ૪૮૧ મી કલમમાં હેઠળ લખેલા શબ્દો વધારવા (એટલે):— "પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ હુકમ પ્રમાણે કોઇ શખ્સ આવે તો તેને આ કલમ પ્રમાણે તુરંગમાં અટકાવી રાખવો નહીં." ૪૮૧ મી કલમ નો સુધારો.

૭૮ ૪૮૩ મી કલમમાં "તેની કંઇ મીલકત" આ શબ્દોની આગળ "કોરટની હકુમતમાં હશે તે" આ શબ્દો દાખલ કરવા. ૪૮૩ મી કલમ નો સુધારો.

૭૯ ૪૮૪ મી કલમમાં "અથવા જવાનો છે" આ શબ્દોની આગળ "અથવા એવા ઇરાદાથી કોરટની હકુમતમાં પોતાની મીલકત રહેવા દઇને, હકુમત છોડીને તે જતો રહ્યો છે," આ શબ્દો દાખલ કરવા. ૪૮૪ મી કલમ નો સુધારો.

૮૦ ૪૯૭ મી કલમની પેહેલી રકમમાં "અપુરતા સબબથી તાકીદની અરજ કરી હતી" આ શબ્દો બદલે "પોતે જે તાકીદ આપી છે તે આપવા બાબતની અરજ અપુરતા સબબથી કરી હતી" આ શબ્દો દાખલ કરવા. ૪૯૭ મી કલમ નો સુધારો.

૮૧ ૫૨૩ મી કલમના ત્રીજા પારેગ્રાફમાં "બીજા કોઇ શખ્સો હોય તેમને" આ શબ્દો બદલે "સઘળા પક્ષકારોને" આ શબ્દો દાખલ કરવા. ૫૨૩ મી કલમ નો સુધારો.

૮૨ ૫૩૯ મી કલમની છેલ્લી રકમમાં "(આડવોકેટ જનરલ ન હોય ત્યાં) સરકારી આડવોકેટ ચલાવે, અથવા "સરકારી આડવોકેટ ન હોય ત્યાં)" આ શબ્દોને બદલે હેઠળ લખેલા શબ્દો દાખલ કરવા (એટલે):—"ઇલાકાના મુખ્ય શેહેર બાહાર કલેકટર પણ ચલાવે, અથવા" ૫૩૯ મી કલમ નો સુધારો.

૮૩ ૫૪૪ મી કલમમાં "અપીલ કરવાનો મુખતિયાર છે અને" આ શબ્દોની આગળ "પછી" શબ્દ દાખલ કરવો. ૫૪૪ મી કલમ નો સુધારો.

૮૪ ૫૫૫ મી કલમને હેઠળ લખેલી કલમ દાખલ કરવી (એટલે):— ૫૫૫ મી કલમ નો સુધારો.

"૫૫૫ સદરહુ પ્રમાણે ઠરાવેલે દીવશે અથવા બીજા જે દીવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દીવસે અપીલની તરફેણમાં અપેલંટ જે કહે તે સાંભળવું પછી કોરટ એકદમ અપીલ કહાડી ન નાખે તો અપીલની વીરૂધ્ધ રીસ્પોનડેન્ટ જે કહે તે સાંભળવું જોઇએ, અને એવી બાબતમાં અપેલેન્ટને જવાબ આપવાનો હક પ્રાપ્ત થશે." સરૂઆત કરવાનો હક.

૮૫ ૫૬૦ મી કલમમાં "એવું સાબીત કરવામાં આવે કે, અપીલ સુનાવણીને વાસ્તે નીકળી તે વખતે કોઇ પુરતા [illegible] કલમ પ્રમા[illegible] સ્પોન્ડેન્ટથી હાજર રહેવાયું નહીં" આ શબ્દોને

એ રીતે બજાવી નહતી અથવા અપીલ સુનાવણીને વાસ્તે નીકળી તે વખતે કોઇ પુરતા સબબને લીધે તેનાથી હાજર રહેવાયું નથી એવી કોરટની ખાત્રી રિસ્પૉન્ડેન્ટ કરી આપે," આ શબ્દો દાખલ કરવા.

૫૬૧ મી કલમ નો સુધારો.

૮૬. ૫૬૧ મી કલમમાં "તે હરકત વિષે અપેલંટને અથવા અપેલન્ટના પ્લીડરને તેણે સાત દીવસની નોટીસ આપવી જોઇએ" આ શબ્દોને બદલે "અપીલની સુનાવણીને વાસતે જે દીવસ ઠરાવ્યો હશે તે દીવસની, સાત દીવસ કરતાં ઓછા નહી હોય તેટલા દીવસ આગમજ તે હરકત વીશેની નોટીસ ફાઇલ કરવી જોઇએ" આ શબ્દો દાખલ કરવા.

૫૬૬ મી કલમ નો સુધારો.

૮૭. ૫૬૬મી કલમના બીજા પારેગરાફમાંના "મુદ્દા" આ શબ્દને બદલે "મુદ્દાઓ" આ શબ્દ દાખલ કરવો.

૫૮૨ મી કલમ નો સુધારો.

૮૮. ૫૮૨મી કલમના પહેલા પારેગરાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—

અવલ હકુમત વાળી કોરટને જે અખત્યાર છે તે જ અપીલ કોરટોને છે.

"૫૮૨ બાબ ૫ પ્રમાણે કરેલી ફરીઆદો વીશે અવલ હકુમતવાળી કોરટોને આ કાયદા ઉપરથી જે અખત્યાર આપ્યા છે તથા તે કોરટોને જે કામ સોંપ્યાં છે તેજ અખત્યાર આ બાબ પ્રમાણે કરેલી અપીલોમાં અપીલ કોરટોને છે અને તેઓને બનશે તેટલે સુધી તેજ કામો કરવાં પડશે; અને ૩૬૩ મી અને ૩૬૫ મી કલમ માંહેના "વાદી" આ શબ્દમાં "અપેલંટ", આ શબ્દનો સમાશ થાય છે એમ સમજવું.

૫૮૪મી કલમ નો સુધારો.

૮૯. ૫૮૪ મી કલમની (ક) રકમમાં ખામી "ખામી" આ શબ્દની આગળ "કાયદાની" આ શબ્દ દાખલ કરવો.

૫૮૮મી કલમ નો સુધારો.

૯૦. ૫૮૮ મી કલમની (એ)થી તે (ડબલ્યુ) સુધીની રકમોને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—

"(૧.) ફરીઆદનું કામ બંધ કરાવવા વીશે, કલમ ૨૦ પ્રમાણે કરેલા હુકમો;

(૨.) વાદી અથવા પ્રતીવાદી તરીકે કોઇ શખસનું નામ કાઢી નાખવા વીશે અથવા સામીલ કરવા વીશે, કલમ ૩૨ પ્રમાણે કરેલા હુકમો;

(૩.) કોઇ પક્ષકારે જાતે હાજર થવું જોઇએ એવા, કલમ ૩૬ અથવા કલમ ૬૬ પ્રમાણે કરેલા હુકમો;

(૪.) દાવાનું કારણ સામીલ કરવા બાબત, કલમ ૪૪ પ્રમાણે કરેલા હુકમો;

(૫.) દાવાનું કારણ બાતલ કરવા વીશે કલમ ૪૭ પ્રમાણે

૨ ફરીઆદ અરજી પાછી આપવા વીશેના હુકમો;

(૭.) એક કરજ બીજા કરજમાં મજરે અપાવવાના, અથવા મજરે અપાવવાની ના કહેવાના કલમ ૧૧૧ પ્રમાણે કરેલા હુકમો;

(૮.) (અપીલ થાય એવા કામોમાં) ફરીઆદ કાઢી નાખી હોય તે રદ કરવાનો હુકમ ફરમાવવા સારૂ કલમ ૧૦૩ પ્રમાણે કરેલી અરજી નામંજુર કરયાના હુકમો;

(૯.) એક તરફી થયલું હુકમનામું રદ થવું જોઈએ એવો હુકમ થવા સારૂં કલમ ૧૦૮ પ્રમાણે કરેલી અરજ નામંજુર કરયાના હુકમો;

(૧૦.) કલમ ૧૧૩, ૧૨૦ અને ૧૭૭ પ્રમાણે કરેલા હુકમો.

(૧૧.) લેખી કેફિયત અથવા હુકમનામું બજાવવાની દરખાસ્ત નામંજુર કરવા બાબતના, અથવા દુરસ્ત કરવા સારૂ પાછી આપ્યા બાબતના કલમ ૧૧૬ અથવા કલમ ૨૪૫ પ્રમાણે કરેલા હુકમો;

(૧૨.) કોઈપણ વસ્તુ અટકાવી રાખવાના કલમ ૧૪૩ તથા ૧૪૫ પ્રમાણે કરેલા હુકમો;

(૧૩.) જંગમ મિલકત જપત કરી વેચવા બાબતના કલમ ૧૬૨ પ્રમાણે કરેલા હુકમો;

(૧૪.) મિલકત જપત કરવા બાબતના ૧૬૮ મી કલમ પ્રમાણે કરેલા હુકમો, અને જપતી કરેલી મિલકતનાં વેચાણ બાબતના ૧૭૦ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૫.) ખતના (કન્વેયન્સના) અથવા શેરાના ખરડામાં લીધેલી હરકતો વિશે કલમ ૨૬૧ પ્રમાણે કરેલા હુકમો;

(૧૬.) સ્થાવર મિલકતનાં વેચાણ કાયમ રાખવા બાબતના રદ કરવા બાબતના અથવા રદ કરવાની ના કહેવા બાબતના કલમ ૨૯૪ પ્રમાણે ૩૧૨ મી કલમના પહેલા પારેગરાફ પ્રમાણે અથવા કલમ ૩૧૩ પ્રમાણે કરેલા હુકમો;

(૧૭.) નાદારીની બાબતમાં કલમ ૩૫૧, ૩૫૨, ૩૫૩ અથવા ૩૫૭ પ્રમાણે કરેલા હુકમો;

(૧૮.) ૩૬૬મી કલમના બીજા પારેગરાફ પ્રમાણે ૩૬૭ મી કલમ પ્રમાણે અથવા ૩૬૮ મી કલમ પ્રમાણે અથવા ૩૬૮ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૯.) ફરીયાદ કાઢી નાખવા બાબત ૩૭૦ મી કલમ પ્રમાણે કરેલી અરજી નામંજુર કરયાના હુકમો.

(૨૦) દાવો બંધ પાડયો અથવા કાઢી નાખ્યો એ વાત રદ રવાની ના કહેવા બાબત કલમ ૩૭૧ પ્રમાણે કરેલા હુકમો;

(૨૧) કલમ ૩૭૨ પ્રમાણે હરકતો નામંજુર કરવાના હુકમો;

(૨૨) ફરીઆદ પુરતા નજીકના ઈષ્ટમિત્રને અથવા વાલીને ખરચ ભરી આપવા બાબતના કલમ ૪૫૪, ૪૫૫ અથવા ૪૫૮ પરમાણે કરેલા હુકમો;

(૨૩) ૪૭૩મી કલમની (અ),(બ) અથવા (ક) રકમ પરમાણે ૪૭૫ મી કલમ પરમાણે ઈનટર પલીડર ફરીઆદો વીશે કરેલા હુકમો;

(૨૪) ૪૭૯મી, ૪૮૦મી, ૪૮૫મી, ૪૯૨મી, ૪૯૩મી, ૪૯૬ મી, ૪૯૭મી, ૫૦૨જી અથવા ૫૦૩જી કલમ પરમાણે કરેલા હુકમો;

(૨૫) લવાદી રદ કરવા વીશે કલમ ૫૧૪ પ્રમાણે કરેલાહુકમો.

(૨૬) પંચના નીવાડામાં ફેરફાર કરવા વીશે કલમ ૫૧૮ પર માણે કરેલા હુકમો;

(૨૭) કલમ ૫૫૮ પરમાણે અપીલ ફરી ફાઇલ ઉપર લેવાની અથવા કલમ ૫૬૦પ્રમાણે અપીલ ફરી સાંભળવાની ના કહેવાના હુકમો.

(૨૮) મુકદમો પાછો મોકલવા વીશે કલમ ૫૬૨ પરમાણે ક રેલા હુકમો;

(૨૯) હુકમનામુ બજાવવામાં કેદ કરવામાં આવે તે શીવાય બીજે કોઇ પરસંગે કોઈ શખસને દંડ કરવાના અથવા પકડવાના અ થવા કેદ કરવાના આ કાયદાના કોઈપણ ઠરાવ પરમાણે કરેલા હુકમો."

૫૮૯ મી કલમ નો સુધારો. ૯૧ ૫૮૯મી કલમના પહેલા પારેગરાફને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો:—

કઈ કોરટે અ પીલસાંભળવીતે "૫૮૯. કલમ ૫૮૮ રકમ (૧૫), (૧૬) અને (૧૭) માં કહેલા કો ઇપણ હુકમ ઉપરની અપીલ હાઈકોરટમાં થશે."

૬૨૨ મી કલમ નો સુધારો. ૯૨ ૬૨૨ મી કલમમાના "એ પરમાણે મળી હોય" આ શબ્દો પછી (ગુજરાતી ભાશાંતરમાં દસ્તુર કરી છે" આ શબ્દો પછી) "અથ વા પોતાની હકુમત વાપરવામાં બે કાયદાસર રીતે અથવા મોટે ગેરરી રસે કામ ચલાવ્યું છે" આ શબ્દો દાખલ કરવા.

૬૩૮ મી કલમ નો સુધારો. ૯૩ ૬૩૮મી કલમમાંના "૧૬ તથા ૧૭" આ શબ્દ તથા આં કડાને બદલે "૧૬, તથા ૧૯" આ શબદ તથા આંકડા દાખલ કરવા અને છેલા પારેગ્રાફમાં "કોઈપ ણ" આ શબદ પછી "ના જડજ" આ શબદો દાખલ કરવા (ગુજરાતી ભાષાંતરમાં "હઈ કોરટને" આ શબદને બદલે "હાઈકોરટના જડજને" આ શબદો દાખલ કરવા, અ ને "પોતાની" આ શબદ કહાડી નાંખવો.

૯૪ ૬૪૨ મી કલમના બીજા પારેગરાફને બદલે હેઠળ લખેલો મજ

કુર દાખલ કરવો (એટલે):— ને સુધારો.

"અને ૫૫૨ મી તથા ૬૪૩ મી કલમમાં જે ઠરાવ કરયા છે તે શીવાય, કોઇ ન્યાયની કોરટની રૂબરૂ કોઇ પ્રકરણ ચાલુ હોય, અને તે પ્રકરણમાં તે કોરટની હકુમત હોય અથવા પોતાને હકુમત છે એમ તે કોરટ શુદ્ધબુદ્ધિથી માનતી હોય ત્યારે, એવાં પ્રકરણમાંના પક્ષકારને તે ઓના પ્લીડરોને, રેવન્યુ એજંટોને, કબુલ કરેલા મુખત્યારને અને સમનમાં કહ્યા પ્રમાણે વરતનારા તેઓના શાહેદોને તે પ્રકરણમાં કામ સારૂ તે ન્યાયની કોરટમાં જતાં, અથવા તે કોરટમાં હાજર રહ્યો હોય હોય તે વખતે, અને તેવી કોરટમાંથી પાછા આવતાં, આ કાયદાના ઠરાવ પ્રમાણે પકડવાથી બાતલ કરવા."

૯૫ ૬૪૮ મી કલમને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):— ૬૪૮ મી કલમ નો સુધારો.

"૬૪૮ હુકમનામાની બજાવણી સંબંધી નહી હોય એવા આ કાયદાના કોઇપણ ઠરાવ પ્રમાણે કોઈ શખસને પકડવો અથવા કાંઇ પણ મિલકત જપ્ત કરવી એવો કોઇ કોરટનો ઇરાદો હશે અને તે કોરટની હકુમતની સ્થાનિક હદ બાહાર સદરહુ આસામી રેહેતો હશે અથવા તે મિલકત હશે તો, પોતાની નજરમાં આવે તો તે કોરટને પકડવાનું વારંટ કાઢવાનો અથવા જપ્તીનો હુકમ કરવાનો અખત્યાર છે, અને જે ડિસ્ટ્રિક્ટ કોરટના અધિકારીની સ્થાનિક હદમાં સદરહુ શખસ રેહેતો હશે અથવા સદરહુ મિલકત હશે તે ડિસ્ટ્રિક્ટ કોરટને તે વારંટની અથવા હુકમની નકલ, તથા પકડવાના કે જપ્ત કરવાના ખરચનો સંભવીત આંકડો મોકલવાનો પણ અધિકાર સદરહુ કોરટનેછે.

જે શખસને પકડવાનો અથવા જે મિલકત જપ્ત કરવાની હોય તે શખસ અથવા મિલકત ડિસ્ટ્રિક્ટ કોરટની બાહાર હોય ત્યારે હુકમ ચલાવવાની રીત.

"તે નકલ અને આંકડો મળે એટલે તે ડિસ્ટ્રીક્ટ કોરટને પોતાના અમલદાર મારફતે, અથવા પોતાના તાબાની કોરટ મારફતે તે શખસને પકડાવવો અથવા જપ્તી કરાવવી, અને જે કોરટે તે સખસને પકડવા બાબત અથવા તે મિલકત જપ્ત કરવા બાબત વારંટ અથવા હુકમ કાહાડયો હોય તે કોરટને તે પકડયાની અથવા જપ્ત કર્યાની ખબર કરવી.

"અને આ કલમ પ્રમાણે જે કોરટ કોઇને પકડે તે કોરટે તે પકડેલા શખસને, પકડવાનું વારંટ જે કોરટે કાહાડયું હોય તે કોરટમાં મોકલવો જાઇયે: પણ તે કોરટમાં હાજર થવા બાબત અથવા (૩૪ મા બાબ પ્રમાણે હોય તેવા મુકદમમાં) તેની વિરૂદ્ધ તે કોરટ કાંઇ હુકમનામુ કરે તેની ભરપાઇ કરવા બાબત તે પુરતો જામીન આપે તો અમાંહેના કોઇ પણ પ્રસંગે પકડનારી કોરટે તેને છોડી દેવો જોઇયે"

૯૬. ૬૪૯ મી કલમમાં હેઠળ લખેલો પારેગ્રાફ વધારવો (એટલે):— ૬૪૯ મી કલમ નો સુધારો.

"એજ બાબમાં 'હુકમનામુ કરનારી કોરટ' આ અથવા એવાજ અરથના (બીજા) શબ્દોમાં, આગલા પાછલા સંબંધથી બાધ આવતો નહોય તો, હુકમનામુ બજાવવાનું અપીલમાં થયું હોય તે બાબતમાં, જે હુકમનામા ઉપર અપીલ થઇ તે હુકમનામા[illegible] કોરટ, આનો સમાશ થાય છે; અને જે હુકમનામુ

હુકમનામુ કરનારી કોરટ હોવાનું બંધ થયું હોય અથવા તે હુકમનામુ બજાવવાનો તે કોરટનો અખિકાર હોવાનો બંધ થયો હોય ત્યારે, જે ફરિઆદમાં હુકમનામુ થયલું તે ફરિયાદ, એવું હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરતી વખતે થઈ હોત તો, તે ફરિયાદની ચોકશી કરવાની હકુમત જે કોરટને હોત તે કોરટ, આનો સમાશ થાય છે એમ સમજવું."

૬૫૦ મી કલમમાં વધારવાનો મજકુર.

૯૭. ૬૫૦ મી કલમમાં હેઠળ લખેલી કલમ દાખલ કરવી (એટલે):—

પારકા દેશના સમન લાગુ કરવા.

"૬૫૦ અ. બ્રિટિશ ઇંડિયાની હદ બાહારની કોઈપણ કોરટે કાઢેલા સમન, બ્રિટિશ ઇંડિયામાંની કોરટમાં મોકલવાનો અખિકાર છે અને તે સમન બ્રિટિશ ઇંડિયાની કોરટે કાહાડેલા સમન પ્રમાણે લાગુ કરવાનો અખિકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે એવા સમન કાઢનારી કોરટો ગવરનર જનરલ ઈન કૌંસિલના હુકમ ઉપરથી સ્થાપેલી હોવી જોઈયે, અથવા ગવરનર જનરલ ઈન કૌંસિલે ઇંડિયા ગ્યાઝેટમાં જાહેરનામુ પ્રસિદ્ધ કરીને આ કલમના ઠરાવ સદરહુ પ્રકારની કોરટને લાગુ છે એવું જાહેર રીતે કેહેવું જોઈયે."

૬૫૨મી કલમનો સુધારો.

૯૮. ૬૫૨ મી કલમની સરૂઆતમાં "હાઈકોરટનું પોતાનું કામ ચલાવવાની રીતને લગતી અથવા" આ શબ્દો દાખલ કરવા.

પેહેલાં પરિશિષ્ટનો સુધારો.

૯૯. પેહેલાં પરિશિષ્ટમાં "સને ૧૮૬૫ નો ૧૧ મો" એની શામે ત્રીજાં આસનમાં "૧૧, પારેગ્રાફ ૨ જો" આ આંકડા અને શબ્દ છે તેઓને બદલે "૧૧, કલમ ૧૩ ના છેલ્લા વીશ શબ્દો, કલમ ૧૯" આ આંકડા તથા શબ્દો દાખલ કરવા; અને "સન ૧૮૬૬ નો ૫ મો" એની સામેના "સુમાંત" આ શબ્દ પછી "અને પરિશિષ્ટ" આ શબ્દો દાખલ કરવા.

બીજાં પરીશિષ્ટનો સુધારો.

૧૦૦. બીજાં પરિશિષ્ટમાં.—

"૨૩૦" આ આંકડાને બદલે "૨૨૩" આ આંકડા દાખલ કરવા:

"બાબ ૨૧" આ શબ્દ તથા આંકડાની પાછળ "બાબ ૨૦, કલમ ૩૬૦—નાદારી કામ ચલાવવાની હકુમત કેટલીએક કોરટોને આપવાનો અખત્યાર" આ શબ્દો દાખલ કરવા:

"બાબ ૩૪—ફેંસલો થતાં પેહેલા પકડવા તથા જપ્તી કરવા વિશે" આ શબ્દો તથા આંકડાની આગળ "સ્થાવર મિલકત સંબંધી નહી હોય તેવો."

"બાબ ૩૬—ઉપજ વસુલ કરનારની નીમણુક" આ શબ્દો દાખલ કરવા; અને

"૫૨૨" આ આંકડાને બદલે "૫૨૬" આ આંકડા દાખલ કરવા.

...શિષ્ટનો

૧૦૧. ચોથા પરિશિષ્ટમાં નમુના નંબર ૧૪૫ ની ટીપમાં હેઠળ લખેલા શબ્દો ઉમેરવા (એટલે):—"અને કલમ ૨૮૭ માં ફરમાવેલી

ને તેટલી વાજબી રીતે તથા વગરચુકે લખવી જોઈયે;'

...૪૯ માં "ત્રીસ" આ શબ્દને બદલે "સાહાઠ" આ

શબ્દ દાખલ કરવો; અને નમુના નંબર ૧૭૨,માં "સાત" આ શબ્દ જ્યાંહ જ્યાંહા આવે ત્યાંહા ત્યાંહાં "દશ" આ શબ્દ દાખલ કરવો.

ચાલુ અપીલો.

૧૦૨ જે જે અપીલ હાલ ચાલુ હશે તે તે અપીલ કરવાની તા-રીખે આ આક્ટ અમલમાં આવ્યો હોત તો ચાલત તે દરેક અપીલની ચોકુશી તથા નીકાલ આ આક્ટ તે તારીખે અમલમાં હોય તે પ્રમાણેજ થવો જોઈએ; અને કલમ ૩૨૦ પ્રમાણે કાંઈ કામ કલેકટરને હવાલે કરવાની મતલબનો આજ સુધી ફરમાવેલો દરએક હુકમ, અને કલમ ૩૬૦ પ્રમાણે હોય તેવી જે જે જાહેરખબર આજ સુધી પ્રસીધ કરેલી હશે તે દરેક જાહેરખબર, કાયદાસર રીતે કરયો છે તથા પ્રસિધ કરી છે (યથાઅનુક્રમે) એમ સમજવું જોઈએ.

અર્થની કલમ

૧૦૩ આ આક્ટની પાછલી કલમોમાં "કલમ" તથા "પરિશીષ્ટ" આ શબ્દોનો અર્થ સદરહુ કાયદાની કલમ તથા સદરહુ કાયદાને જોડેલુ પરીશીષ્ટ એવો (યથાઅનુક્રમે) સમજવો.

---

અને વળી સન ૧૮૭૭ નો હિંદુસ્તાનનો નોંધવાનો આક્ટ હેઠળ બતાવેલી રીતે સુધારવો યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

સન ૧૮૭૭ના ૩ જા આક્ટની કલમ ૩૫ નો સુધારો.

૧૦૪ "સદરહુ આક્ટની ૩૫ મી કલમમાં "ગાંડો છે એવું" આ શબ્દોની આગળ "નોંધનારા અમલદારની" આ શબ્દ દાખલ કરવા; અને "તે દસ્તાવેજ નોંધવાની" આ શબ્દોની આગળ "આ પ્રમાણેના કેહેનારા, હાજર થનારા અથવા મરણ પામેલા શખસના સંબંધે" આ શબ્દો દાખલ કરવા.

૫૧ મી કલમનો સુધારો.

૧૦૫ તેજ આક્ટની ૫૧ મી કલમમાં "૮૭" આ આંકડાને બદલે "૮૯" આ આંકડા દાખલ કરવા.

૮૩ મી કલમનો સુધારો.

૧૦૬ તેજ આક્ટની ૮૩મી કલમમાંના "તાબા માંહેના પેહેલા" આ શબ્દોને બદલે "બીજા" આ શબ્દ દાખલ કરવો જોઈએ.

૮૯ મી કલમનો સુધારો.

૧૦૭. તેજ આક્ટની ૮૯મી કલમમાંના "તે દાખલો" આ શબ્દોને બદલે "તે નકલ" આ શબ્દો દાખલ કરવા; અને તેજ કલમમાં હેઠળ લખેલો પારેગ્રાફ વધારવો (એટલે):—

"દીવાની કામ ચલાવાની રીતના કાયદાની ૩૧૬ મી કલમ પ્રમાણે સરટીફીકેટ આપનારી દરએક કોરટે તે સરટીફીકેટની નકલ, સરટીફીકેટમાંહેની તમામ સ્થાવર મીલકત અથવા તેનો કાંઈ ભાગ જે નોંધનારા અમલદારની હકુમતની સ્થળશીમમાં હશે તે અમલદારને મોકલવી જોઈએ, અને તે નોંધનારા અમલદારે તે નકલ પોતાના નંબરની બુકમાં ફાઈલ કરવી જોઈએ.

અને વળી સન ૧૮૭૭ નો હિંદુસ્તાનનો મુદતનો આક્ટ હેઠળ બતાવેલી રીતે સુધારવો યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છેઃ—

સન ૧૮૭૭ના ૧૫મા આક્ટના ૨ જા પરીશીષ્ટનો સુધારો

૧૦૮ સન ૧૮૭૭ના સદરહુ હીંદુસ્તાનના મુદતના આક્ટના બીજા પરીશીષ્ટમાં,—

નંબર ૧૬૧ ને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો જોઈએ. એટલે;—

| | | |
|---|---|---|
| "૧૬૧" નોટીશમાં લખેલુ ભરણુ અથવા તોડ જોડ જાહેર કરાયા પ્રમાણે કયાં દાખલ ન કરવું એનું કારણ બતાવવાસારૂ તેજ કાયદાની ૨૫૮ મી કલમ પ્રમાણે નોટીશ કાઢવાસારૂ. | વીસ દિવસ. | ભરણું અથવા તોડ જોડ કરવામાં આવે તે વખત. |

નંબર ૧૬૬ ના પેહેલાં આશનમાં ! "સબબથી" આ શબ્દની આગળ, આગળ નએના શબ્દ વધારવા; અથવા હુકમનામાવાળાએ કોરટની પરવાનગી શીવાય વેચાતું લીધુ છે એ સબબથી,"

નંબર ૧૭૧ નાં પેહેલાં આસનમાંના "મઈયત વાદીનો" આ શબ્દો પછી" અથવા અપેલંટનો " આ શબ્દો દાખલ કરવા; અને ત્રીજાં આસનમાં "વાદીનાં" આ શબ્દ પછી "અથવા અપેલંટનાં" આ શબ્દ દાખલ કરવા.

નંબર ૧૭૧ ની આગળ હેઠળ લખેલો મજકુર વધારવો (એટલે);—

| | | |
|---|---|---|
| "૧૭૧ અ. તેજ કાયદાની ૩૬૬ મી કલમ પ્રમાણે પ્રતિવાદી એ કરવાની. | સાહાઠ દિવસ. | વાદીનાં મરણની તારીખ. |
| ૧૭૧ બ. તેજ કાયદાની ૩૬૮ મી કલમ પ્રમાણે મેયત પ્રતિવાદીના વારસ વગેરેને પ્રતિવાદી કરાવવા બાબત કરવાની. | એજન. | પ્રતિવાદીનાં મરણની.તારીખ. |
| ૧૭૧ ક. તેજ કાયદાની ૩૭૧ મી કલમ પ્રમાણે બંધ પડયાનો અથવા કાઢી નાખ્યોનો હુકમ રદ કરવાનો હુકમ થવાસારૂ કરવાની. | સાહાઠ દિવસ. | બંધ પડયાના અથવા કાઢી નાખ્યાના હુકમની તારીખ |

અને ૧૭૯ નંબરનાં ત્રીજાં આસનમાંહેના ૬ ઠા પારેગ્રાફના ".નિરદીષ્ટ કરેલી આ શબ્દોને બદલે "ફલાણી" આ શબ્દ દાખલ કરવો, "અને તે પ્રમાણે નિરદીષ્ટ કરેલી" આ શબ્દ કહાડી નાંખવા.

(Singd) .(True Translation.)

S. P. PANDIT,

Oriental Translator to Government.